# સોનેરી શિખામણ



## પ્રયોજક:-પુરૂશોતમ ભટ.

નારી નરનું નૂર છે— : અકકલ ઉધારે ના મળે, હેત ન હાટ વેચાય :
નારી જગનું માન : રૂપ ઉછીનું ના મળે, પ્રીત પરાણે ન થાય.

# સોનેરી શિખામણ

પ્રયોજક—પ્રસિદ્ધકર્તા

કિંમત છ આના

પુરુષોત્તમરાય શિવરામ ભટ્ટ

"ગવાડાકર"

પ્રવેશક—


શ્રીમાન્ વિદ્વદ્વર્ય સાક્ષરશ્રી

**અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.**

સેક્રેટરી, ગુજરાતી ફાર્બસ સભા

'ગુજરાતી'ના માજી સહતંત્રી.





| | | |
|---|---|---|
| પ્રથમાવૃત્તિ | સર્વ હક્ક પ્રયોજક— પ્રસિદ્ધ કર્તાને સ્વાધીન છે. | દેવપોઢી એકાદશી સંવત ૧૯૯૫ તા. ૨૭-૬-૩૯ |

મુદ્રકઃ—દામોદર રતનશી બનાતવાલા,

વૈશ્વાનર પ્રી. પ્રેસ, ૧૬૩, પાંજરાપોળ રોડ,

મુંબઈ નં. ૪.

# પ્રવેશક

આ, ‘સોનેરી શિખામણ’ નામની પુસ્તિકા પંડેજ પોતાનામાં શાં શાં મૂલ્યવંતાં ઝવેરાતો સમાયલાં છે તે સ્પષ્ટપણે સૂચવે છે. પરંતુ હાલના આત્માભિમાનભર્યા જમાનામાં તો જેઓ તેની દરકાર કરે તેમને જ તે માર્ગદર્શક, મહામૂલી વસ્તુ થઇ પડે તેમ છે. મહાત્મા ગાંધીજીએ સાચું જ કહ્યું છે કે હિન્દી ગ્રામ્યવાસી જનસમૂહો અક્ષરજ્ઞાનથી વંચિત, નિર્ભાગી છે, પણ તેઓનાં હૃદય આર્ય સંસ્કૃતિથી સંપન્ન છે; એટલે કે તેમનાં હૃદય આર્ય સંસ્કારો—સાચી રીતિનીતિના ભાવ, વિનય, વિવેક, પ્રભુવિશ્વાસ, પ્રાપ્ત સ્થિતિનો સંતોષ, સદાચાર, પરમાર્થ, પરોપકારવૃત્તિ, દયાદાન આદિ અનેક આદર્શોથી વ્યાપ્ત છે, અને તેથી તેટલે અંશે તેઓ સુભાગી છે. પરંપરાથી જન્મથીજ તેમને સંત, સાધુ મહાત્માઓ, સુચરિત વૃદ્ધો, કવિઓ, ઉપદેશકો આદિનાં અનુભવપૂર્ણ વચનો—કથનો પ્રેરક, બોધક અને માર્ગદર્શક થઇ પડે છે, સુખના સમયમાં તેમને મર્યાદામાં રાખે છે, જ્યારે દુઃખના સમયમાં ધીરજ અને શાન્તિથી તેમને સન્માર્ગથી ચળવા દેતાં નથી. આયંદે સંસાર ભવાટવીમાં રહેલી અનેક વિટંબણાઓ, જીવનવ્યવહારમાં નડનારી મુશ્કેલીઓ અને મુશીબતોની માહિતી અને પરખ તેમજ તેમાંથી પાર નીકળવાના માર્ગ—રાહરીતિઓ તેમને મહા અનુભવી પુરૂષોનાં કથનો વચનો જ્વલંત દીપશીખાઓ જેવાં મહામૂલાં નીવડે છે, એમાં કશોયે શક યા શંકા નથી. એવાં સોના જેવાં, ખરી અણીને વખતે કામ લાગે એવાં, ભવસાગરમાં

દીવાદાંડી રૂપ થઈ પડનારાં વચનો સંસારવ્યવહારના સ્વરૂપનો પરિચય કરાવનારી શાળાઓ છે.

આ, "સોનેરી શિખામણ" નામની પુસ્તિકા કૈં ને કૈં અંશે એક સંસારશાળાની ગરજ સારશે, સ્વરૂપમાં જો કે, કેટલેક અંશે કઠોર, કડવાં લાગે તેવાં વચનો આમાં છે, પણ તે ભવરોગનાં સાચાં ગુણકારી, ઔષધો જેવાં છે, અને તે ખરે રોગહારી, આરોગ્યકારી થાય તેવાં છે, એવી મારી સમજ છે. અને તેથી જનસમૂહોએ જ નહીં, પણ શિક્ષણ લેતા, તેમ લઇ રહેલા સમજુ જનોએ પણ આ પુસ્તિકા વાંચવા વિચારવા સમજવા જેવી છે, એમ નિર્વિવાદ કહી શકાશે. આ, પુસ્તિકા પરિપૂર્ણ યા સર્વગ્રાહી હોવાનો દાવો કરી શકે તેમ નથી, કરતી પણ નથી. પણ તેમાં જે કંઈ કે **સમાવાયલું** છે તે જનસમૂહોને ઉપયોગી થાય, માર્ગદર્શી થાય, એવા હેતુથી યત્રતત્રથી સંગ્રહી, શુભ હેતુથી પ્રકટ કરવામાં આવેલું છે.

આ પુસ્તિકામાં તેના સંગ્રાહક રા. રા. પુરૂષોતમરાય શિવરામ ભટ્ટે પૂરતી કાળજી લઇ, શિક્ષક હોઇ, પોતાના વાચન વિચારણ તેમ અનુભવનો અર્ક યથાશકિત ભર્યો છે. આશા છે કે જેમના હિત અર્થે આ પુસ્તિકા તેમણે પ્રકટ કરી છે તેઓ તેનો સારા પ્રમાણમાં લાભ ઉઠાવશે અને તેમના આ પ્રયાસને ઉતેજન આપશે. इति शिवम्

| | |
|---|---|
| મુંબઈ, નિવૃત્તિ નિવાસ | અંબાલાલ બુ. જાની (બી. એ.) |
| વૈશાખ સુદ ૫, સોમ | "ગુજરાતી" ના માજી સહતંત્રી |
| સં. ૧૯૯૫ | સેક્રેટરી ગુજરાતી ફાર્બસ સભા. |

# મારા બે બોલ

"જુનું એટલું સોનું" એ સૂત્રાનુસાર મને આદ્યકવિવરોનાં પદ્દોમાંથી જે જે, બોધપ્રદ પંક્તિઓ સારી લાગી તેનો સંગ્રહ કરી આ "સોનેરી શિખામણ" નામક નાનકડા પુસ્તકદ્વારા પ્રસિદ્ધ કરતાં આનંદ અને સંતોષ થાય છે.

કારણ, જ્યારે મારી બાલ્યાવસ્થા હતી, ત્યારે મારા સ્વ૦પિતાશ્રી અમને રાત્રે વાળુ કર્યા પછી આંગણામાં સૂતાં સૂતાં આવાં શિક્ષાપ્રદ સૂત્રો લલકારી સંભળાવતા. તેઓ સારૂં જેવું લખી, વાંચી જાણતા ન હોવા છતાં, આવાં શિખામણોનાં પદ્યો તો મૂખાગ્રે એટલાં બધાં હતાં કે જ્યારે ત્યારે અવનવાં ગાઈ સંભળાવતા, અને પોતાના બાળકોને જાણે 'જીવન જવાહિર'નો વારસો આપતા હોય તેમ સંતોષ સેવતા, ત્યારથી મારામાં પણ કાવ્ય અને તેમાંયે શિક્ષાપ્રદ સૂત્રો પ્રત્યે અભિરૂચી પ્રકટેલી; તેમજ સાહિત્યના અંકુરોનું બીજા રોપણ પણ ત્યારથીજ થયેલું. આવી શિખામણોની બે કે ચાર પાદ પંક્તિઓ (શ્લોકરૂપે,) નવી નવી રચી લાવે, તેને રાજાભોજ સુવર્ણમુદ્રાઓ યા તો કિંમતી બક્ષિસો આપતો. તે પંક્તિઓ માત્ર જોડકણાં રૂપે નહિ, પણ જેના વાકયે, વાકયે ને શબ્દે શબ્દે શિખામણનાં ઝરણાં ઝરતાં હોય તેનું તે મૂલ્યાંકન કરતો.

આજે તો શિક્ષાપ્રદ પંક્તિઓ—કે સૂત્રો કરતાં " લ્હેરી લાલાથી રમે લલનાઓ લાડમાં" જેવી અર્થહીનને ચારિત્ર ઘડતર વિનાની કાવ્ય લીટીઓ લલકારવામાં મશગુલ થનાર

મનુષ્યોને પણ સમય આવે, જો આવાં પ્રસંગોપાત શિખામણના સૂત્રો સ્મૃતિપટ પર હોય તો તે સમયે તેની થયેલી ભૂલો સુધારી મુશ્કેલીઓમાં માર્ગ બતાવનાર રૂપ થઈ પડયા શિવાય રહેશે નહિ. અને સંકટમાં ધીરજ આપનાર થઇ પડે છે. ત્યારે શિખામણના સૂત્રોની કિંમત સમજાય છે.

જેનાથી માણુસો હીંમત, ધીરજ, જ્ઞાન, ડહાપણુ, શાણુપણુ, જેવા અનેકવિધ સદ્‌ગુણોથી પોતાનો જીવન વ્યવહાર ઉન્નત બનાવી શકે તેવી પાદ્ય પંક્તિઓનો સંગ્રહ આ પુસ્તકદ્વારા ગુજરાતી જનતા આગળ રજુ કરૂં છું તે કેવો રૂચીકર નિવડશે, તે તો તેના વાંચકો અને જીજ્ઞાસુઓ પુસ્તક વાચતાં જે અભિપ્રાય ઉચ્ચારે તે ખરો. !

સદર પુસ્તકમાં મારૂં સ્વતંત્ર લખાણુ કંઈ નથી. આદ્ય કવિવરોના સાહિત્યમાંથી સોનાના જેવી કીંમતી લાગતી પંક્તિઓ જેઓની લીધી છે. તેઓનો હું આભાર માનું છું, હું તો આ પુસ્તક પ્રકટ કરવામાં એક નિમિત્ત માત્રજ છું.

આ પુસ્તકને છપાવવામાં અગાઉથી મદદ કરી મારા ઉત્સાહ તથા કાર્યને વેગ આપનાર શ્રીમંત સખીદાતાર શેઠ વાડીલાલ ચુનિલાલશાહનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. તેમજ આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવાની વિજ્ઞપ્તિ સ્વીકારી, પોતાના અનેક વિધ વ્યવસાઓ વચ્ચે સમયનો ભોગ આપીને 'પ્રવેશક' લખી આપવાની તસ્દી લીધી છે. તે બદલ સાક્ષર શ્રી. અંબાલાલ બુલાખીરામ જાનીનો મારાપર થયેલ ઉપકાર ભૂલી શકુ તેમ નથી. છેવટે આ સંગ્રહમાં

વિષય સૂચીમાં દર્શાવ્યા પ્રમાણે નીતિબોધ, પ્રકીર્ણ, આરોગ્ય ઉદ્યોગ, જ્ઞાનોપદેશ વિગેરે મારી સમજ પ્રમાણે વિષયવાર ગોઠવવામાં, તેમજ વિષય પૈકી સામાન્ય રીતે કકાવારીની રીત જાળવવા પણ પ્રયત્ન કરવામાં આવ્યો છે. છતાં માણસ માત્ર ભૂલને પાત્ર છે, તો આ સંગ્રહમાં મારી અનેક ભૂલો રહી ગઇ હશે, તેને વિદ્વદ્દજનો દરગુજર કરશે અને ક્ષમા આપશે એવી આશા રાખું છું.

લિ૦ સંગ્રાહક.

પુરૂષોતમરાય શિવરામ ભટ્ટ.

"ગવાડાકર"



રા. રા.

શ્રીમાન્ દાતાશેઠશ્રી.

તરફથી આપશ્રીને....

પ્રસ્તુત પુસ્તક સસ્નેહ ભેટ.

લિ૦

" સંગ્રાહક "

–કર્તા.

---

# વિષય સૂચી

શ્રીમાન્ શેઠજી મંગલદાસ રણછોડદાસ શાહ

મુ. પીલવઇ —ને— હાલ-મુંબઇ

# અર્પણ

( કાવ્ય )

શ્રીમાન્ ધીમાન્ ધીરવીર, નિજ નામ ગુણ ભાવે ધરી;
શાણ પણે સુશિલતા, છાયી રહ્યા સુરભિ ભરી.
મંજુલ મન વાણી વદે, જીભે ઝરે અમૃત સાર;
ગર્વા મેઘ મલ્હાર સમ, વરસે દીલ દાતાર.
લક્ષ્મી વર શ્રી નાથ પ્રભુ, દિન કળા ચઢતી કરજે;
દાબી દુઃખ દળ દુશ્મનો, જય વિજય ઓવારજે;
સકળ મનોરથ સિદ્ધ હોજે, પૂનિત્ પ્રભા પ્રસારજે.
રણધીર સમા સંસારમાં, યશ અંબાર ઉતારજે.
છોડી દઇ સુર લોકને, સત્ કર્મ સાર્થક દેહધર્યો;
ડહાપણના દરિઆવપુર, ધર્માચરણે ભાવ ભર્યો.
દાના, દિપક, કુળમણિ, (તનયો) વંશ વેલી વધારજે;
સદને, સુખ સંપત ભરી, દિર્ઘાયુ જગમાં હોજે.

લી.

કૃપાકાંક્ષી,

પુરૂષોત્તમરાય શિવરામ ભટ્ટ.

"ગવાડાકર" ના વંદન.



શ્રીમાન્ શેઠજી મંગલદાસ રણછોડદાસ શાહ

મુ. : પીલવઇ— હાલ મુંબઇ

પીલવઇ નિવાસી.

કર્મયોગીન્ દાનવીર શ્રીમાન્ શેઠ

# શ્રી. મંગલદાસ રણછોડદાસ શાહ

## (વ્યતીત્ જીવનનું આછુ રેખા ચિત્ર)

ગર્ભ શ્રીમંતોજ સમાજને મોખરે આવે છે યા સખી દાતાઓ શ્રીમંતોના ત્યાંજ જન્મે છે એવું કંઇજ નથી. જેઓ સ્વાશ્રય વડે લક્ષ્મીના લાડીલા થવાનું સ્થાન પ્રાપ્ત કરવા છતાં, એ નિરાભિમાની અને ઉદારચિત શેઠના પગથીયે ચઢનાર—મદદ માગવા આવનાર વ્યકિતને, જાણે 'ન'કારતો તેઓ ભણતરમાંજ ભણ્યાજ ન હોય તેમ કામના સ્વરૂપ પ્રમાણે હકારથીજ સંતોષનાર, વિરલ વ્યકિત પોતાના ગામ, જ્ઞાતિ અને પ્રદેશ ઉપરાંત મુંબઇની વ્યાપારી આલમની હરોલમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર સાદાઇ, નિરાભિમાન અને પુરૂષાર્થની પ્રતિમારૂપ શ્રી. શેઠ મંગળદાસ રણછોડદાસ શાહે, વિશાનાગર વણિક જ્ઞાતિમાં વડોદરા રાજ્યના વીજાપુર તાલુકાના પીલવઇ ગામની ભૂમિકા ઉપર સંવત ૧૯૫૨ના ચૈત્ર સુદ ૨ ના રોજ જન્મ ધારણ કર્યો.

તેમના ગો. વા. પિતાશ્રી, શ્રી. રણછોડદાસ વસ્તારામ તથા પ્રાત:સ્મરણિય માતુશ્રી ચકુબાઇમાં શુદ્ધ ધર્મ ભાવના અને સાચી ખાનદાનીનું ગૌરવ પ્રકાશમાન હોઇ બચપણથી તેમનામાં સદ્‌ગુણોનું બીજારોપણ વવાયેલું !

જગતમાં જન્મ ધારણ કરનારા વ્યક્તિ જો પોતાના વ્યકિતત્વથી પોતાની જાતને, પોતાની જ્ઞાતિને, અને સમાજને કંઈક અંશે કલ્યાણકારી ન નિવડે તો પછી જીવનની સાર્થકતા શું? એવું સમજનાર ને માનનાર પોતાની જ્ઞાતિ, કુટુંબ અને તેથી આગળ વધીને પોતાની જ્ઞાતિનાજ સરકલ ઉપરાંત, દરેક નાતજાતના વિદ્યાર્થીઓને વિદ્યાદાનનો લાભ અર્પનાર દાનવીર શેઠનું જીવન ચરિત્ર ધડો લેવા રૂપ હોઇ, અન્યત્ર મનુષ્યો પોતાનો જીવન વિકાસ કેમ કરી શકે; તેના અનુરૂપ આદર્શ પુરૂષાર્થી ચરિત્ર નાયકનો જન્મ થયો હશે ને નામ વિધાન થયું હશે, ત્યારે કોઇએ જાણ્યું નહિ હોય કે "મંગળ" નામ તે મંગલકારી–જીવન સાફલ્યકારી નિવડશે.

જેઓ, બી. એ. એમ. એ. યાતો ડોકટર કે બેરીસ્ટરની વિલાયત જઈ પદ્દવીની ઉપાધીઓ વહોરી લાવનારજ દ્રવ્યોપાર્જન કરી શકે છે, યા બુદ્ધિમંત થઈ આવે છે. પણ આતો માત્ર ગુજરાતી પાંચ જ ચોપડીનું ગ્રામ્ય શિક્ષણ લેનારની બુદ્ધિમત્તા હંમેશાં એમજ દોડયા કરતી કે હું શું કરૂં તો ઉન્નતિ થાય! એવી જેની ઉચ્ચ કક્ષાએ દ્રષ્ટિ હર ઘડીએ પુરૂષાર્થની સિદ્ધિ મેળવવા તરવર્યાજ કરતી.

તેઓશ્રી એ આસરે તેર ચૌદ વર્ષની ઉંમરે મુંબઈ નગરીમાં પગ મૂકયો હશે ત્યારે કોઇએ કલ્પનામાં વિચાર્યું પણ નહિ હશે કે, શ્રી. મંગળદાસ એ હિંદના અગ્રગણ્ય મુંબઇ

જેવા મહાન શહેરમાં ને તેમાંયે સોના–ચાંદી–કોટન–જેવા બુદ્ધિ–ચાતુર્યથી ખેડાતા સાહસિક વ્યાપારોમાં કૌશલ્યતા મેળવી શહેરી તરીકે મોખરે આવશે ! ભાગ્યદેવી કહો યા પૂર્વા ભવી સત્કર્માનો ઉદય શું નથી કરી શકતો? પ્રત્યક્ષ પ્રમાણુ સિદ્ધ સંચિત પૂણ્યોદય, દર્પણુની જેમ સાક્ષાત્કાર સાબિત કરે છે કે– "વાવેલું છે તે મળે છે ને હાલ વાવી રહ્યા છે તે મળવાનું સંચિત નિર્ણિતજ છે."

મુંબઈમાં પ્રવેશતાં સૂયોગે કરી એક ઝવેરી સારાભાઈ પરશોતમદાસ અમદાવાદવાળા ને ત્યાં નોકરી રહેલા. મુંબઈ શહેર એટલે માણુસોના સદ્‌ગુણ, સંસ્કાર, અને ભાવી પ્રમાણે મૂલ્યાંકન કરતી ભૂમિકા છે. એ ભૂમિકા ઉપર તેમનો ભાગ્યરવિ એક, એક કળાને પ્રકાશમાન કરતો આગળ વધાર્યાજ કરતો હતો. ત્યાંથી શેઠ શ્રી. કેશવલાલ મણીલાલ ચોકસીની સોના ચાંદીની દુકાનમાં પોતાની કોશલ્યતા અને ચાતુર્યતા વડે ભાગીદારીમાં જોડાવાનો યોગ પ્રાપ્ત થયો.

તે અરસામાં પીલવઇ નિવાસી દાનવીર ગોલોકવાસી મહુંમ શેઠ શ્રી. ગીરધરલાલ ન્હાલચંદ તથા શેઠ વાડીલાલ ચુનિલાલની સોના ચાંદીની દુકાનમાં એક સહ ભાગીદારની જરૂર પડતાં, કાર્યદક્ષ અને સ્પષ્ટ વકતૃત્વ વાળા મંગળભાઈ સાથે સં. ૧૯૭૫ માં જોડાયા.

આવા સૂયોગો ખુદ ઇશ્વિરી સંકેતથીજ બનવા પામે છે. દાતાર શેઠ શ્રી. વાડીલાલભાઇ અને શ્રી. મંગળભાઇ બંનેને એકજ

દુકાનમાં એકઠા મેળવવા, એ જેમ નર અને નારાયણનો યોગ જગકલ્યાણ અર્થે થવા પામેલો. તેમ આ પૂર્વાભવી સંસ્કાર સંયોગી **આત્મ યોગીઓના** સહકાર, સહચાર અને સલાહથી જગત કલ્યાણ અર્થે લાખોની સખાવતોથી અમર યાદીઓ ઓપાવવાની હતી, તેનું વિધાન વિધિએ સંયોજી દીધું.

એ યોજના અર્થે લક્ષ્મીદેવીએ તેની કૃપાનો વરસાદ પણ વરસાવવા માંડયો, તેવોજ આ પૂણ્યાત્માઓએ તેનો સદ્ઉપયોગ કોઇના સૂચવ્યા કે વિનવ્યા શિવાય કરવા પણ માંડી દીધો

દાતાર શ્રી. વાડીલાલ ચુનિલાલ શાહની સખાવતો એટલી બધી વ્યાપક છે કે પોતાનું ગામ, પરગામ, પરગણું, રાષ્ટ્ર અને રાજ્ય, જ્ઞાતિ અને કુટુંબ ઉપરાંત અનેકાનેક ગણાવતાં પાર આવે નહિ તેટલી નાની મોટી અસંખ્ય છે. તેમાં ખાસ કરીને પોતાનું પીલવઇ ગામતો જાણે રૂપાથીજ રસ્યું ન હોય તેમ–

"જ્યાં જ્યાં નજર નાખો જરી; યાદી ભરી ત્યાં આપની." એમ આ લેખક જ્યારે પીલવાઇ ગામે ગએલો ત્યાં ભજનશાળા, ગૌશાળા, જી. સી. એ. વી. સ્કૂલ, તળાવ, દવાખાનું, બગીચો, ગુજરાતી સ્કૂલો, પીલવઇ રોડ સ્ટેશન ઉપરની આલીશાન ધર્મશાળા વિગેરે હજારો નહિ પણ લાખોની સખાવતોથી પ્રથમનું પીલવઇ આ નવસર્જન વિધાયકોથી, દેદિપ્યમાન તરી

આવતું હતું. ઉપરાંત જીવદયા ખાતે પાંજરાપોળ, કુવા, હવાડા, પરબો વિગેરે ગણતાં પાર ન આવે તેવી દર મહિને ચાલુ સખાવતોનો ધોધ તો વહ્યાજ કરે છે. મુંબઈમાં પોતાના જ્ઞાતિબંધુઓ માટે રૂા. ૫) જેવા જુજ ભાડાથી રહી શકે તે માટે એક સારૂં વિશાનાગર વણિક નિવાસ બંધાવવાની, શ્રી દાનવીર મહુંમ કાકાશ્રી શેઠ ગીરધરલાલ નહાલચંદની મહદ્ અભિલાષા હતી તે બંધાવી પૂર્ણ કરી.

આ બધાં કાર્યો આ બન્ને સહયોગી વિભૂતિઓના સહકાર અને સહુચ્ચારથી માનવજીવનના કલ્યાણાર્થે સર્જાવા પામ્યાં છે. એ ઉપરાંત શ્રી. મંગળદાસ શેઠની પોતાની સ્વતંત્ર સખાવત રૂા. ૧૦૦૦૦ દસહજારના ખર્ચે પોતાના પિતાશ્રી "શ્રી રણછોડદાસ વસ્તારામ બોર્ડિંગ" બંધાવી માત્ર સ્વજ્ઞાતિના વાડાને વળગી ન રહેતાં વિશાળ દ્રષ્ટિ એ જે વિધાર્થીઓ દૂર દૂર ગામડાઓમાંથી "જી. સી. એ. વી. સ્કૂલમાં" ભણવા આવે—દાખલ થાય, તેઓને માટે નામીનલ ફી રાખી રહેવા તથા ભોજન ખર્ચ મળી ઓછા ખરચે નિભાવ કરી વિદ્યાભ્યાસ કરી શકે તેવી રાહત આપવાથી, વિદ્યાર્થીઓને આગળ વધવાનો સહેલાઈથી લાભ મળી શકે છે.

વિશેષતઃ મુગાં પ્રાણીઓને માટે રૂા. બાર, તેર હજારના ખર્ચે ગામ ઉપયોગી એક કુવો ને હવાડો બંધાવેલ છે તેમજ કુતરાં કબુતરાં ખાતે કાયમ માટે નિભાવ થઇ શકે તેવી

દસેક હજારની રકમ અર્પી છે. ખાસ કરીને ભજનશાળામાં તેમજ શ્રી. રણછોડજીના મંદિરમાં મોટો ફાળો તેઓશ્રીએ આપેલ છે. આથી શ્રીમંત થવા છતાં ધર્મ ભાવના કેટલી ઉત્તમ પ્રકારના આત્મસંસ્કારવાળી છે તે જણાઇ આવે છે.

ઉપરાંત માસીક સખાવતો જેવી કે વિદ્યાદાનો, જ્ઞાન પરબો, સાહિત્યક સહાય અને આવતી અનેક સંસ્થાઓની ટીપોમાં ચાલુ પ્રવાહ તો વહ્યાજ કરે છે.

આવા અનેક વિધ કાર્યોના પ્રકાશથી શ્રી. મંગળભાઇના સહયોગી શ્રી દાતાર વાડીલાલ શેઠને વડોદરા નરેશ કૈ. વા. પૂણ્યશ્લોક શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકારે દાતારના ઇલ્કાબથી સત્કાર્યા છે. પણ તેઓશ્રીએ જે માનવજીવનના કલ્યાણાર્થે જે સખાવતો છૂટા હાથે કરી છે તેની અમરયાદીઓ જગત પટપર જ્વલંત રહેશે ત્યાંસુધી તેના ઉપભોગી આત્માઓ માત્ર "દાતાર" એવા એકજ શબ્દથીજ નહિ પણ વિશેષતા રૂપે "આભાર ભર્યા" બહુ માનથી આ બંન્ને સહયોગી વિભૂતિઓને ચિરસ્મરણીય સત્કારશે ! એ નિઃશંક છે.

મુંબઇ જેવા પ્રવૃતિમાન શહેરમાં અનેક પ્રવૃત્તિઓથી ગુંથાયેલા રહેવા છતાં ધાર્મિક ભજન-પૂજનમાં દરરોજ નિયમિત ચોકસ કલાકો વ્યતીત કરે છે.

શ્રી. મંગળભાઇનું લગ્ન માણસા મુકામે શેઠ વીરચંદ ખેમચંદની દીકરી અ૦ સૌ૦ બાઇ જમના વેરે થયેલું

છે. જેઓ પણ સાદાં અને તેમના સ્વભાવને સાનુકુળ વૃત્તિનાં હોઈ તેમના સુખરૂપ સંસારમાં છ, દીકરીઓને એક ચિરંજીવી પુત્ર પારણે ઝુલે છે. જેને પ્રભો દિર્ઘાયુષી કરો એવી મારી પ્રભુ પ્રત્યે અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

શ્રી. મંગળભાઇ સ્વભાવેજ એટલા બધા નમ્ર અને વિનિત્ હ્રદયવાળા હોઇ અપાતી સખાવતો પણ ગુપ્ત રહેતો સારી. પણ સૂર્ય ઉગે ત્યાં પ્રકાશ કેવી રીતે ઢાંકયો રહે!

જેઓ જાહેરમાં કંઈ પ્રશસ્તિ ન થાય એવો ખાસ આગ્રહ ધરાવેછે, પણ યોગ્યને યોગ્ય શબ્દોથી બોલવા કે લખવા બદલ બોલનાર કે લખનારને તેઓ કેવી રીતે રોકી શકે ? બલકે નહિજ.

મેં આ જે રૂપરેખા ચિત્ર આલેખ્યું છે, તે તેઓશ્રીને અરૂચીકર હોવા છતાં ઘણાજ આગ્રહના અંતે અમૂક પ્રશ્નોના જવાબો મેળવી બીજી બધી હકીકત અંગત જાણકારો પાસેથી મેળવી લખવા પ્રયાસ કરેલો છે.

આવી રીતે તેમની ખફગી ઉતરશે તો વહોરી લઈને આ લેખન કાર્યનું સાહસ કર્યું છે.

પ્રભો ! તેમની જીવન કાર્કિર્દિ ઉત્તરોત્તર વૃદ્ધિગતથાઓ અને યશસ્વી નિવડો. એટલું યાચી વિરમીશ અસ્તુ !

લી૦ આપનો

**પુરૂષોત્તમરાય શિવરામ ભટ્ટ**

"ગવાડાકર"

શ્રીમાન્ દાતાર શેઠ શ્રી વાડીલાલ ચુનીલાલ શાહ

( કાવ્ય )    મુ. પીલવઇ, હાલ મુંબઇ

શ્રીમાન્ ધીમાન્ ધીરવીર, 'દાતાર'પદ દીપવી રહ્યા;
વાણી વિમળ બળ બુદ્ધિથી, યાદી અમર આપી રહ્યા.
ડીલના દરિયાવ પુર, દિનકર કુળ દીપાવતા;
લાખો સખાવત સુરથી, પુનિત પ્રભા પ્રસારતા.
લક્ષ્મી અને શ્રી શારદા, જ્યાં એકઠાં યુગલવર્યાં:
ચુકેલ યોગાત્મક ભૂમિકા, સાફલ્ય આજન્મે કર્યાં.
નિર્મળ ભક્તિભાવથી, આદર્શ ઉચ્ચ જીવન ઝરે,
લાભે લક્ષ્મી વરવિભુ, શ્રીરિદ્ધિ સિદ્ધિ સહચરે.
લહેરે લક્ષ્મી લાભજો, ને જયવિજય ઓવારજો;
શામ! સદન સુખ સ્થાપીને વેલી અમર વધારજો.
હણી દુ:ખ અરિ દળદુશ્મનો, દીર્ઘાયુ દશ આપજો.
પીલવઇ પંથ પાવન કરી, જીવનજ્યોત ઝળકાવજો.

લી૦ આપનો કૃપાકાંક્ષી
**પુરૂષોત્તમરાય શિવરામ ભટ્ટ**
"ગવાડાકર"ના વંદન



શ્રીમાન્ દાતાર શેઠ શ્રી વાડીલાલ ચુનીલાલ શાહ
મુ. પીલવઇ, હાલ મુંબઇ.

# નીતિ બોધ



અવગુણ ઉપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ;
જો સુખડને સળગાવીએ, આપે આપ સુવાસ.

---

આવ નહિ આદર નહિ, નહિ નેંનમેં નેહ;
તુલસી તહાં ન જાઇએ, કંચન વરસે મેહ.

---

આવ હય આદર હય, હય નેંનમેં નેહ;
તુલસી વો ઘર જાઇએ, ભાલા વરસે મેહ.

---

અપના ગજા વિચારકે, કારજ કરીએ દોર;
તેતા પાઉં પસારીએ, જેસી લંબી સોર.

---

અક્કલ ઉધારે ના મળે, હેત ન હાટ વેચાય;
રૂપ ઉછીનું ના મળે, પ્રીત પરાણે ન થાય.

---

અતિ ડાહ્યા અળખામણો, અતિ ઘેલે ઉચાટ;
આનંદ કહે પરમાનંદા, ભલો ગડગડ ઘાટ.

---

ઓછું પાત્ર ને અદકું ભણ્યો
વઢકણી વહુએ દીકરો જણ્યો;
મારકણો સાંઢને ચોમાસું ચર્યો
કરડકણા કુતરાને હડકવા હાલ્યો

અતિ ભલો નહિ બોલવો, અતિ ભલી નહિ ચૂપ;
અતિ ભલો નહિ બરસવો, અતિ ભલી નહિ ધૂપ.

અતિ ઘણું ન તાણીએ, તાણે તૂટી જાય;
તુટયા પછી જો સાંધીએ, ગાંઠ પડે વચમાંય.

અંધાને અંધો કહે, કડવું લાગે વેણ;
હળવે રહીને પૂછીએ, શાથી ખોયાં નેણ.

અણઘટતી ઇચ્છા કરે, અણદીઠી કહે વાત;
ઠાકર કહે સુણો ઠાકરો, એજ મૂરખની જાત.

અન્નસમાન ન ઔષધિ, જરણા સમો ન જાપ;
ઇષ્ટિ સમો ન દેવતા, નિંદા સમો ન પાપ.

આક ઇંધણ ને જવ રોટલા, છોરૂં હળીઆં બાપ;
છાપરૂં ચુએ ને નાર કુભારજા, એ પાંચે મળીઆં પાપ.

એક કપુત કાળું કરે, બીજો ઉજ્જવળ પ્રકાશ;
દીપકના બે દીકરા, કાજળ ને અજવાશ.

એકની વાત સાંભળી, બીજે જઈ કહેનાર;
એને પણ સૈ માનજો, મુરખનો સરદાર.

આગળ બુદ્ધિ વાણિયો, પાછળ બુદ્ધિ બ્રહ્મ;
તરત બુદ્ધિ તરકડો, ઘુમો મારે ઘમ.

આવ કહે સો બોલીઆ, બેઠ કહે સો પીર;
જીસકે ઘર આદર નહીં, ઉસકા કાટો શીર.

આદર કરે અપાર, તે ભોજન ભાજી ભલી;
આણે મન અહંકાર, કડવું ઘેબર કિસનિયા:

અપાય આયુષ્ય વદ્યથી, જોષ સત્ય જો થાય;
મરે ન માણુસ વૈદ્યનાં, ન જોષિનાં રંડાય.

અન્નનાં ભોજન શાં ઊંટને, રીઝે ઝાંખરને જોઇ;
ઇતડી વળગી અડાણમાં; પીશે પય છાંડી લોહી.

અત્તરમાં આળોટીને, કરે કપુરમાં વાસ;
લાખ પ્રયત્ને નવ તજે, લસણ કદી બદવાસ.

આસ્તે આસ્તે વધી શકે, પળમાં ધનિ ન થવાય;
અવનીને આકાશ બે, ઉંડળમાં ન ઘલાય.

એ બે વાનાં પ્રસરતાં, ક્ષણ ન લાગે વાર,
મંદવાડ મોટા તણો, નાનાનો વ્યભિચાર.

આળસુને ઉચાટ નહિ, લોભીને નહિ સુખ;
કાયરને હિંમત નહિ, સંતોષીને નહિ દુઃખ.

અણસમજ્યું ઉતાવળું, કામ ન કરીએ કોય;
સીંચે માળી સો ગણાં, રતવિણ ફળ ન હોય.

આશા ઊંડી ખાડ, પા'ડથી થાય ન પુરી;
હેમ મેરૂ સમ હોય, તોય પણ રહે અધુરી;
આશા નીર અગાધ, બહુ જન તેમાં બુડયા;
કોણ રાય કે રંક, કોણ રૂડા કે ભુંડા;
શૂરા પૂરા પંડિત સહુ, ભણ્યાગણ્યા ભૂલ્યાભમ્યા;
આશારૂપી અરણુવ જળે, શામળ કહે સરવે શમ્યા;

ઇંદ્ર વારણાં હોય, કોય ખાંતે નવ ખાએ;
આવળ કેરાં ફૂલ, તેથી શિવ નવ પૂજાએ;
ઝાકળ કેરાં નીર, તૃષા તેથી નવ ભાંગે;
બગલા ઉજ્જવળ હોય, હંસને કામ ન લાગે;
દેખાય કરા મોતી સમા, આભ્રણ નવ ઓપે અશાં;
કવિ શામળકહે સાંખી જુઓ, ગુણ વિણ રૂપ કહો કશાં.

ઉજ્જડ [1] ખેડાં ફરી વસે, નિર્ધનિયાં ધની હોય;
ગયાં જોબન ન સાંપડે, મુઆ ન જીવે કોય.

ઉદ્યમથી લક્ષ્મી મળે, મળે દ્રવ્યથી માન;
દુર્લભ પારસ જગતમાં, મળવો મિત્ર સુજાન.

ઉપજ ઉર લેખ્યા વિના, ખરચ્યો તે બહુ જાય;
દેવામાં ડુબી જશે, તે મુરખનો રાય.

ઊંચુ ભાળે ઊંટ, વાગોળ નીચું ન્યાળે;
તરૂવર સહે છે તાપ, પાડ આસન દ્રઢ વાળે;

૧, ખેડાં=ગામડાં.

ઘર કરી ન રહે નાગ, ઉંદરો રહે છપીને;
નોળી કર્મ ગજરાજ, ભક્ષ ફળપત્ર કપિને;
ઈશ્વર અનુભવ વિણ નવમળે, સે'જ ભાવના ભંગ છે;
શામળ મનસા સિધ્ધ તેહને, કથરોટમાં ગંગ છે.

રૂપ જોઈ નવ રીઝવું, ગુણનો કરો તપાસ,
*આક ફળ કેરી સમુ કાપી જુઓ કપાસ,

ઋણ શત્રુ ને રોગ એ, નાનાં ચિત્ત નવ ધાર;
કાપ તેહને ઉગતાં, નહિતર દુઃખ દેનાર.

રૂડો ભુંડું ન આચરે. કરે ન કૂડુ કામ;
રૂડાને જાણે સહુ, ગુણવંત બધું ગામ.

કોઇ દિન અમૃત આહાર, કોઈ દિન લુખી ભાજી;
કોઈ દિન પળવું પાય, કોઇ દિન ચઢવા વાજી.
કોઈ દિન સુંદર સેજ, કોઇ દિન ભોમી સૂવું,
કોઇ દિન મંગળ ગાન, કોઇ દિન રીસે રોવું.
કોઇ દિન રળવું ઘણી રીઝથી, કોઇ દિન ખોવા દામને;
શામળ કહે હિંમત ન મૂકીએ સંભારીએ શ્રીરામને.

કેસર કયારા માંહીં, બરાસ કસ્તુરી મ્હેકે,
પાછળ કનકની પાળ, લક્ષધા મોતી લ્હેકે.
ગંગા ગોમતી નીર, ઝવેર ઝડિત્રજ ઝારી,

*આક=આકડો.

સોળ સજી શણગાર, સીંચે નરપતિની નારી.
એવી રીતે કદી ઉગીઓ, લસણ છોડ ગંગા તટે,
બદબોઇ ઉડે પણ બહુ ઘણી, શામળ સ્વભાવ નવ મટે.

---

કૌઆ કિસકા ધન લેત હૈ? કોયલ કિસકુ દેત?
મીઠી બોલી બોલકે, જગ અપના કર લેત.

---

કામી કુળ ના ઓળખે, લોભી ન ગણે લજ્જ;
અર્થી સગુ ના ગણે, ભૂખ ભરખે અખજ્જ.

---

કારજ ધીરે હોત હૈ, કાહે હોત અધીર;
સમય પાય તરૂવર ફલે, કેતા સીંચો નીર.

---

કાજળ તજે ન શામતા, મોતી તજે ન શ્વેત;
દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.

---

કડવી હોય લીંબડી, પણ મીઠી હોય છાંય;
બંધવ હોય અબોલણા, તોયે પોતાની બાંય.

---

કાણીઆ નર કોક સાધુ, કોક દાતા માંજરા;
ખોખડ દંતા કોક મૂર્ખા, કોક નિર્ધન ટાલીઆ.

---

કાગ મોતીને શું કરે? મોતી ભરખે મરાળ;
પાન બીડાં શાં પાડાને, પાડો શોધે પરાળ.

---

કાઢયાં અતિ કડવાં, કલેજાં કાપનાર કેણને;
→ કહ્યાં કદી સદ્બોધકારક, વિનય વાળાં વેણને.

કયાંથી આવ્યા કયાં જાવાનું, જાણી શકાય ન જરીએ;
શું લઇ આવ્યા શું લઇ જાવું, વેર વિરોધ વિસરીએ૰

કલેશ કરી કુટુંબમાં, લડવા સામો ધાય;
સંપ ન રાખે સૃષ્ટિમાં, તે મૂરખનો રાય૰

કામ એવું દિવસે કરો, રાત વિષે સુખ થાય;
આઠ માસના કામથી, સુખ ચોમાસે પમાય૰

કડવી વેલકી કડવી તુંબડીઆં, અડસઠતીર્થ ફીરઆઇ;
ગંગા નાહી, ગોમતી નાહી, તો બી ન મીટી કડવાઇ૰

કુવા કેરી છાંયડી, કુવા માંય સમાય;
મનોરથ નિરધન તણા, એળે વેળે જાય૰

કાજળથી કાળો કપૂત, તનથી વહાલી લાજ;
દાન દૂધથી ઉજળું, કુ અજવાળાં કાજ૰

કાચો પારો ખાવો અન્ન, તેવું છે ચોરીનું ધન;
કાચી ખાવી છે હરતાળ, તેવો છે ચોરીનો માલ૰

અગ્નિ કેરી જેવી ઝાળ, તેવો છે ચોરીનો માલ૰
જીવતી માખ ગળે કો ધણી, લખમી ન પચે ચોરી તણી૰

સાહે છછુંદરને મુખ સાપ, મરે તરત તે ગળતાં આપ;
થાય આંધળો તજતાં હાલ, તેવો છે ચોરીનો માલ૰

રહે ન છાનું દહાડો રાત, વાએ ઊડી જાયે વાત;
થાય ન તેનો કરતો થોભ; જાય બિલાડી મોભામોભ૦

---

કાયરમાં કાયર કહું, મોટો કાયર જેહ;
અભ્યાગત આવે ઘરે, આદર કરે ન એહ૦

---

ક્રોધ લોભ મહામોહ છે, મદ ઈર્ષા અહંકાર;
સૌથી મોટો કામ છે, શત્રુ તણો સરદાર૦

---

ખુંદી તો ધરતી ખમે, વાઢી ખમે વનરાય;
વેણ કવેણ તો સંત ખમે, જેમ સાયરાં નીરસમાંય૦

---

ગરજે જાય વિદેશ, ગરજ શિર ભાર ઉપાડે;
ગરજે વાજા વાય; ગરજ તરવાર વજાડે૦
ગરજે ગુણ ગણાય, ગરજથી ધન પણ ધીરે;
ગરજે મોંઘો માલ, નાખશે ઉંડે નીરે૦
પામરજનને પિતા કહે, માઠા સંગ રહે મળી;
કવિ શામળભટ્ટ સાચું કહે, ગરજ જ આકરશી ગળી૦

---

ગુણીયલ કુ ગુણીયલ મીલે, રસ કી લુંટા લુંટ;
મૂરખકુ મૂરખ મીલે, બડી માથા કૂટ૦

---

ગોડા પૂછે ગોડિઆ, કિયો ભલેરો દેશ;
સંપત હોય તો ઘરભલાં, નીકર ભલો પરદેશ૦

ગરજહી અર્જુન ¹હીજ ભયે, ગરજહી ગોવિંદ ધેન ચરાવે,
ગરજહી દ્રૌપદી દાસી ભઇ, ગરજહી ભીમ રસોઇ પકાવે૦
ગરજહી બડી ઇન લોકન મેં ગરજ બિના કોઇ આવે ન જાવે,
કવિગંગ કહે સુનો શાહ અકબર, ગરજહી બીબી ગુલામ રીઝાવે૦

ગાવું ગળા મ્હાંય, ઉલટ વિણ આવે નહીં;
ખાવું ખોળા માંય, ભૂખ વગર ભાવે નહીં૦

ગાજ્યા મેહ વરસે નહી, ભસ્યા કુત્તા ન ખાય;
થોડ બોલા તે રણ રહે, બહુ બોલા ઘેર જાય૦

ગમ સમાન ભોજન નહીં, જો કોઇ ગમ ખાય;

ગર્ધવને સાકર દિધે, લાગે કડવી ઝેર;
દેતાં શીખ મુરખ મને, ઉલટું વાધે વેર૦

ગર્વ કરે નહી ગુણિજનો, નાશ ગર્વથી થાય;
ભીંડો ભાદરવા તણો, આસોમાં અળપાય૦

ઘેલા આગળ વાતડી, જ્ઞાની આગળ શોક;
સ્વાર્થ આગળ પ્રીતડી, જે કરવી તે ફોક૦

ચડતી કેરા ચક્રમાં, ચાહનારા જે દેખાય,
તે પણ તુજને નિંદશે, જ્યારે લક્ષ્મી જાય૦

---

૧ હીજ. હીજડો.

ચિંતાસે ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન૦
ચંતા જ્વાલા શરીરમેં, દવ લાગી નવ બુઝાય;
બાહિર ધુંવા ન નીકસે, ભીતર રહી ધુંધવાય૦
ભીતર રહી ધુંધવાય, જલે જ્યું કાચકી ભઠ્ઠી,
લોહી માંસ જલ જાય, રહે પિંજરકી ઠઠ્ઠી૦

ચર્ચા કરે તબચાર, જ્ઞાન કરે તબ દો,
ધ્યાન ધરે તબ એકલા જબ હી લાગે લો૦

ચલવો ભલો ન કોસકો, દુહિતા ભલી ન એક
માંગવો ભલો ન બાપસે, જો પ્રભુ રાખે ટેક૦

ચડતા દિનનું પારખું, ઘેર આવે મહેમાન;
પડતા દિનનું પારખું, ઘેર ન આવે શ્વાન૦

ચાતક ચકવા ચતુર નર, નિશદિન રહે ઉદાસ;
ખર ઘુવડ ને મૂર્ખ નર, સુખે સૂવે નિજવાસ૦

ચિરંજીવી નહિ કોઈ, ગયા માંધાતા મહીપત,
ચિરંજીવી નહિ કોઇ, ગયા વહી અગણિત અહિપત.
ચિરંજીવી નહિ કોઇ, ગયા અધિકારી ઇદ્ર;
ચિરંજીવી નહિ કોઇ, ગયા કંઇ સૂરજ ચંદ્ર૦
વળી ગયા રામને રાવણા ગયા દેવ ને દાનવી;
સતવાદી સલક્ષણા ગયા, કોણ માત્રમાં માનવી!

ચમાર ઘેર ચંદન પડ્યું, તો પણ સૂકવે ચામ
ચંદન બિચારૂં શું કરે, પડ્યું નીચથી કામ૦

છાનો ન રહે થયો પ્રભાત, છાની ન રહે પડી જે રાત;
છાનો ન રહે ખોદ્યો કૂપ, છાનો ન રહે પાપી ભૂપ.
છાની ન રહે કીર્તિ કોઇતણી છાની ન રહે વિદ્યા ભણી.
છાનો ન રહે દાતારનો જાર, છાનો નરહે રાગ ગાનાર.

છાનું ન રહે પૂણ્ય, રહે નહિ છાની છત્યે,
છાનું ન રહે ખૂન, છાની ન રે ગુણ ગત્યે,
વિદ્યા છાની ન રહે, રહે નહિ છાની પ્રીતિ;
છાનો ન રહે શૂર, રહે નહિ છાની રીતિ,
દાતા ઝુઝાર જ્ઞાની ગુણી, વ્યસન વાદ વિદ્યાવિધિ;
વળી દાનમાન સનમાન શુભ છાની ન રે સિદ્ધિરિધિ,

જળ ઉંડુ *બેડી જાજરી, કાંઠો કયાંઈ ન કળાય;
જેના ખૂટયા ખારવા, તેને વા પણ કુવા વાય૦

જો મતિ પીછે ઉપજે, સો મતિ આગે હોય,
કામ ન બણુસે આપકો, દુરિજન હસે ન કોય.

જોઇ વહોરીએ જાત, વઢે પણ વેડે' નહી,
પડી પટોળે ભાત, ફાટે પણે ફીટે નહિ૦

જે ગુણવાન મનુષ્ય ગણાય, કુળમાં તે દીવો કહેવાય,
હોય હજારઘણું જર જોર, દીવા વિના અંધારૂ ઘોર.

* જરજરીત હોડી. ૧, વેડે. નડે

જામે જીતની બુધ હૈ, તીતો દેત બતાય;
વાકો બુરો ન માનીએ, ઓર કહાંસે લાય૦

જનની જણુતો દાતા જણુ, કાં પંડિત કાં શૂર;
નહીતો રહે જે વાંઝણી, મત ગુમાવીશ નૂર૦

જાગે જે કોઇ ધનનો ધણી, જાગે જેને ચિંતા ઘણી;
જાગે રાત અંધારી ચોર, જાગે ઘન વરસંતે મોર;
જાગે દીકરીઓનો બાપ, જાગે જેના ઘરમાં સાપ૦

જાકે બોલે બંધ નહીં, મર્મ નહીં મન માંહી૦
વાકો સંગ ન કીજિએ, છોડ ચલે બન માંહી૦

જ્યાં સુખ ત્યાં દુઃખ છે, જહાં હરખ ત્યાં શોક;
જનમે તેને મરણુ છે, ડહાપણુ કરવું ફોક૦

જર રાખો કે જશ રાખો, જે તું ચિતમાં ચહાય;
જશ રહે જુગો જુગે, જરતો પળમાં જાય૦

જારી જીવ જોખમ કરે, જારીથી જર જાય;
જારીથી જશ નવ રહે, અધિક થાય અન્યાય૦

જુઠી વાત ન બોલીયે, જૂઠા વાતે દુઃખ;
સાચે સિદ્ધિ પામીએ, સાચી વાતે સુખ૦

જે જાયું તે જાય, જેહ ફૂલ્યું તે ખરશે,
ભર્યું તેહ ઠલવાય, ચડયું તે તો ઉતરશે૦

લીલું તે સુકાય, નવું તે જુનું થાશે;
આયુર્દા વશ સર્વ, કાળ સૌકોને ખાશે;
જો કિન્નર જક્ષને રાક્ષસો, દેવ ગાંધર્વને દાનવી;
મઘવાદિક પોતે મરે, કોણ માત્રમાં માનવી૦

જમે કરાવ્યા હશે કાંકરા, મણિ નથી મળનાર;
જમે મણિ તો ભાગ્ય ધણિથી, ટાળ્યા નથી ટળનાર૦

જટા ધરે વડ વૃક્ષ, પતંગ નિજ બાળે કાયા;
જળચર જળમાં નાય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મુંડાવે શીષ, અજા મુખ દાઢું રાખે;
ગર્ધવ લોટે ક્ષાર, શુક મુખ રામજ ભાખે:
વળી મોર તજે છે માનુની, શ્વાન સકળનું ખાય છે;
કવિ શામળ કહે સાચાવિના, કોણ સ્વર્ગમાં જાય છે ?

ઠરસે કંચનના થાળમાં, ડુંગરી સિંહણ દુધ;
ત્રાંબા પિત્તળમાં નહિ ટકે, સોવાર કરીએ શુદ્ધ૦

ડુંગર બળતી લાહ્યાય, દેખે સારી જગત તે;
પરજળતી નિજપાય, રતિ ન સૂઝે રાજિયા૦

તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય;
મુએ ઢોરકે ચામસે, લુહા ભસ્મ હો જાય૦

તુલસી ધીરજ મન ધરો, હાથી મણભર ખાય;
ટુકડા અન્ન કે કારણે, શ્વાન ઘરોઘર જાય૦

તુલસી પરઘર જાય કે, દુઃખ ન કહીએ રોય;
માન ગુમાવે આપણો, ૧બાંટ ન લેવે કોય૦

તુલસી કહે છે સુમ ધન, નવ ખરચે નવ ખાય;
માખી મધ ભેગું કરી, આખર ઉડકે જાય૦

તરૂવર લીલું જાંહ, છાંહ તેની સૌ બેસે;
ભર્યું નવાણે નીર, પાણી પીવા સૌ પેસે;
ફળ્યો દેખી વનરાય, જાય ક્ષુધાતુર ખાવા;
ગંગા જ્યાં ગંભીર, નીર સૌ જાય નહાવા;
જ્યાં દાતાદિલ દરિયાવ છે, ત્યાં જાચક જાએ ઘણા;
વેંતાળ જાય વિક્રમ કને, શામળ શી મોટમ મણા૦

થોડે ખાટે ખાટીએ, બહોળો કીજે વેપાર;
ઉધાર કોઇને ન આપીએ, તો બમણા મહીને બાર૦

દેખા દેખી સાધે જોગ, પડે પંડ કાં વાધે રોગ;
લાંબા સાથે ટુંકો જાય, મરે નહિ તો માંદો થાય૦

દુરજનકી કૃપા બુરી, ભલો સજનકો ત્રાસ;
જબ સુરજ ગરમી કરે, તબ બરસનકી આસ૦

દુશ્મન તો ડાહ્યો ભલો. ભલો ન મૂરખ મિત્ર;
કદરૂપી પણ કહ્યાગરી, નહીં રૂપાળી ચિત્ર૦

દામ જતાં દુનિયા ગઇ, ગયું સગપણ સહુ સાથ;
અક્કલ બુદ્ધિ આગળ ગઇ, આવી અદકી અનાથ૦

૧ બાંટ—ભાગ

દુર્જન કડવો ઝેરથી, નેત્ર રવીથી તેજ;
મોઘું માન મણી થકી, ક્રોધ અગ્નિથી એજ૦

દુઃખે ડોલે ડુંગરા, સુકે સાગર નીર;
ધરતી આધી ધમધમે, ધરેજ દઢતા ધીર૦

દુર્જન મુખમાં દુર્વચન, સજ્જન મુખ મીઠાસ,
હોય સુંગધી બાગમાં, ગંધાતો સંડાસ૦

ધીરજ ધર્મ મિત્ર અરૂ નારી;
આ પ ત્તિ કા ળ પ ર ખિ એ ચા રી૦

ધીરે ધીરે રાવતાં, ધીરે સબ કુછ હોય;
માળી સીંચે ચોગણા, પણ રત વિના ફળ નહોય૦

ધુત્તા હોય સુલક્ષણા, વેશ્યા હોય સલર્જ;
ખારાં પાણી નિર્મળાં, એ ત્રણે ચીજ અખજ્ય૦

ધન જોબનને છોકરાં, જેમ આવે તેમ જાય;
જેના જગમાં જશ રહ્યા, ધન્ય ધન્ય તેની માય૦

ધરણી હસે ધન દાટતાં, *કવચ પહેરતાં કાળ;
વ્યભિચારી નારી હસે, કંથ હુલાવે બાળ૦

ધન્ય તેહની માત, પુણ્ય ઉપર જો પ્રીતિ;
ધન્ય તેહની માત, જેહ ઘર રૂડી રીતિ;

* કવચ. બખ્તર

ધન્ય તેહની માત, જેહ સદાવ્રત આપે૦
ધન્ય તેહની માત, પરાયાં કષ્ટજ કાપે૦
ધનધન તો માતા તેહની, દરિદ્રતા કવિની દળે;
કહે શામળ તે સાથી વડો, બાકી બીજા બહુ મળે૦

નમન નમનમેં ફેર હૈ, બહોત નમે નાદાન;
દગાખોર દુના નમે, ચિત્તા ચોર કમાન.

નગુણો વાસો ન રાખીએ, સગુણાની પત જાય;
ચંદન પડયું ચોકમાં, ઈંધણ મૂલ વેચાય.

નારી નીકળે નેક તો, નરનું રાખે નામ,
કુલટા સ્રીના કંથનો, ભૂખ આરામ હરામ.

નારી નરનું નુર છે, નારી જગનું માન,
નારી થકી નર નિપજ્યા, ધ્રુવ પ્રહ્લાદ સમાન.
કુલકો દીપક સપૂત હે, મુખકો દીપક પાન;
ઘરકો દીપક સ્રી હે, ઘટકો દીપક સાન.

નદી નાળાં ને રૂષિ કુળાં, કામિનીને કમળાં;
એતાં અંત ન લિજીએ, જો ઘર વાંચો કુશળાં.

પ્રઃ નિદ્રા ન આવે ત્રણ જણાં, કહો સખી તે કિયાં ?
ઉઃ નિર્ધનિયાં ને બહુઋણાં, જેપર વેર ખટકે ઘણાં,

પ્રઃ નિદ્રા ન આવે ત્રણ જણાં, કહો સખી તે કિયાં ?
ઉઃ જપીયાં તપીયાં સારસાં, ચકવી રૈન પીયાં.

નહિ વળાવુ વાઘુને, શૂરાને નહિ સાથ;
કુંથડો ચાલે એકલે, જેને હૈયું કટારી હાથ.

નાનાને સૌ ન્યાય અન્યાય, મોટાને સૌ માફ;
વાઘે માર્યું માનવી, એનો શો ઈન્સાફ?

નિજ દેશે ન ભરે ઉદર, તો પરદેશે પળાય;
કુવો બાપનો બહુ સરસ, પણ નવ ડુબી મરાય.

નીચ મનુષ્યના શરિરમાં, શીંગ પુછ નવ કાંય;
બોલે બોલ કઠોર ત્યાં, તરત નીચ વરતાય.

નાણું કોનું રહે નહિ, રૂડું ભુડું રહે નામ;
નાણું નામ રાખી શકે, કરવું એવું કામ.

નીચું મન કદિ નવ કરે, તે મોટાં કહેવાય;
સત લાંઘણ જો સિંહ કરે, તોય તરણ નવ ખાય.

નહિ ચિંત નઘરોળને, ચતુર ચિંતા હોય;
દિન દિન થાયે દુબળો, કળી શકે નહિ કોય.

નરમાઈ નિર્મળ નીરથી, અજ્ઞ નિશાની ઘોર;
ગુણ આભૂષણથી ઘણો, અદકો એ અંકોર.

નાઠે ન મૂકે ભૂખ, દુઃખ નાઠે નવ જાય;
નાઠે ન મૂકે ભોગ, રોગ નાઠે પણ ન જાય,

૧ સૌજન: શાણપણ, સદગુણ:

નાઠે ન મૂકે તાવ, પાપ નાઠે નવ છૂટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકેમ લૂટે.
કદી નાઠે મોત મૂકે નહિ, પ્રસંગ્યો ત્યાંથી પાસ છે;
કવિ શામળભટ સાચું કહે, નામ સર્વનો નાશ છે.

---

નમે આપને જેહ, સપ્તધા તેને નમિયે;
દમે આપને જેહ, તેહને દશધા દમિયે;
પાય આપને નીર, દુધ તેને તો દઇએ;
કરે આપને ઘાત, જીવ તેનો તો લઇએ;
ઘાસે આપણને દામ દશ, જર ઝાઝો દઇએ સહી;
જે ગુણ અવગુણ નહિ જાણશે, પિત્ર પિંડ લેશે નહિ.

---

નાગો નવ લુટાય, સૂમે નવ દાન અપાએ,
સાચો નવ દંડાય, ક્ષમાધર કદી ન કપાએ.
વૈદ્ય જુએ શું નાડ, નિરોગી જેની કાયા,
ગુણિકાથી ન ઠગાય, મેલી જેણે માયા.
મૃત્યુ પણ મારી નવ શકે, આયુષ્ય છતાં આપને,
જમથી પણ નરક નખાય નહી, શામળ નર નિષ્પાપને.

---

પિતા વચન લોપે નહિ, સાચો તેજ સપુત;
માને નહિ મા બાપનું, કહીએ તેજ કપુત.

---

પ્રીત ગળી સાકર થકી, તપ નિર્મળ શશી દીઠ;
સત્ય વડુ સાગર થકી, ગરજ અમૃતથી મીઠ.

---

પિતા સમૃદ્ધિ મૂકે ઘણી, કર્મ હીણ હોય પુત્ર;
ધન હીણો થઇને ફરે, ભીખ માગતો સૂત્ર.

પિતા ગર્વો મેઘથી, માગણુ તૃણુથી તુછ;
કૃપણુ કઠણુ છે લોહુથી, પવન મન થકી પુછ.

---

પય પાણી કરી એકઠાં, મેલે હંસ હજુર;
દુધ દુધ પ્રાસન કરે, પાણી મેલે દૂર.

---

પ્રતિદિન પ્રાતઃકાળ, સ્નાન સંધ્યા શુભ સેવા,
ગંગાજળ સમ ગણે, પિતા માતા ગુરૂ દેવા.
ગાય વિપ્રનાં વૃંદ, તુલસી પીપળને પૂજે;
જીમે આઠે જામ, સત્યની વાણી સૂજે.
ભોજન કરાવી ભોજન કરે, જથા શક્તિ દાતા દયા;
શામળ સદ્ગુણી ગ્રહસ્થ તે, સહજમાંજ સ્વર્ગે ગયા.

---

પાન ખરંતાં દેખકે, હંસતી કુંપલિયાં,
હમ ચલે તુમ ચાલી હો. ધીરી બાપલિયાં.

---

પાણી પીને પુછે ઘર, તેનું નામ પહેલો ખર;
દીકરી દઈને પુછે કુળ, તેનું નામ બીજો ખર.
આંગળી ઘાલી જુએ દર, તેનું નામ ત્રીજો ખર;
બાથ ભીડીને પૂછે બળ, તેનું નામ ચોથો ખર.

---

પહેલું સુખતે તે જાતેનર્યા, બીજું સુખ તે પેટે દીકરા;
ત્રીજું સુખ કોઠીએ જાર. ચોથું સુખ સુકુળની નારે.
પાંચમું સુખ ઘેર ઘોડલા, છઠુ સુખતે બાંધવાને જોઠલા?
સાતમું સુખ જો જાણીએ, તો ઘેર દુઝણું આણીએ.

પ્રભુ હોય પાધરો, શત્રુથી શું થાય;
પત્થરા ફેંકે પાપી, પણ ફૂલ થઈ ફેલાય.

પહેલું દુઃખ જે બારણે તાડ, બીજું દુઃખ પાડોશી લબાડ;
ત્રીજું દુઃખ જે વાંસામાં ચાંદુ, ચોથું દુઃખ જે બૈરૂં માંદુ.

પર નારી તાતી છરી, નિત નિત કાપ કાય;
જેના રૂઠયા રાજીઆ, તે પરનારી ઘર જાય.

પૈ પૈનું લેખું ગણે, ખરચે અવર અપાર;
ખોસે ડુચા ખાળમાં, ઘર ઉઘાડાં દ્વાર.

પહેલે દિવસે પરોણોને, બીજે દીવસે પઈ;
ત્રીજે દીવસે રહે, તેની અક્કલ ગઈ.

પળાય તેટલું પાળીએ, ન પળાય તે ફોક;
ચામડાના જોડા તેમ, ચામડાની ઓખ.

પૂર્ણ કળાએ ચંદ્ર પુનમનો, દિન દિન ઘટતો જાય;
એવું જોબન જીવ સર્વનું, અંતે અમાસ જ થાય.

પિતરાઈ પણ પડતી વિષે, કદી સગા નવ થાય;
વાત વદવી શું અન્યની, કરશે નહિ કદિ સાય.

પડે જેહના પંડ પર, એ ભોગવશે આપ;
બીજા જન હસીને કહે, પેલા ભવનું પાપ.

પરહર મન વિણ દાન, હેત વિણ પર ઘર જાવું;
પરહર બાળશું ખ્યાલ, ચાહ વિણ પરહર ચાહવું.
પરહર વડાશું વેર, મિત્ર પરહર જે ઘાતી;
પરહર લંપટ ગુરૂ, દુષ્ટની પરહર જાતી.
પરહર જે મીઠો લાલચી, પરહર લાંચ લે પાંચમાં;
શામળ કહે પરહર પ્રેમદા, અન્ય પુરૂષની આંચમાં.

---

પરમાર્થ જો નવ કર્યા, પરદુઃખ સુણ્યાં ન કાન;
તે જનો શ્વાન સરીખડા, રીંછ, રોઝડા, રાન.

---

પુન્યે જશ વાધે ઘણો, પુન્યે સુત પરિવાર;
પુન્યે હોય પરાક્રમી, અલખત અપરમપાર.

---

પાતાળ જઇ પેસિએ, તોય ન મેલે મૃત્ય;
જોતાં હંસ જતો રહે, તે વેળાયે તર્ત.

---

ફીકર બધી સંસારની, જગતપતિ ને જાણ;
કીડીને કણ હસ્તીને, દેનારો એ મણ.

---

બડા બડાઈ ન કરે, બડાન બોલે બોલ;
હીરા મુખસે ના કહે, લાખ હમારા મોલ.

---

બાળ પરાણે પ્રીત, બાળ નિરધનનું જીવ્યું;
બાળક બુદ્ધિ બુધ, બાળ ખારૂં જળ પીવું.
બાળ સૂમની સેવ, બાળ કપટી ઘર નાણું,
બાળ ચુગલીની ચાલ, બાળ બકરી દુઝાણું.

(વળી) બાળજ વસવું સાસરે, બાળ બનેવી ઘર જવું,
શામળ કહે બુદ્ધિ બાળજે, દ્રરિદ્ર થઈ ડાહ્યા થવું.

બહુ વણુજ બહુ બેટિયાં, દો નારી ભરતાર;
તિનકું કહા મારના! માર દિયા કીરતાર.

બાલસેં ૧ખ્યાલ બડેસેં બિરોધ, અગોચર નારસેં નહીં હસીએ
અન્નસેં લાજ અગનસેં જોર, નીર અજાનમેં ના ઘસીએ.
બેલકું નાથ ઘોડેકું લગામ, હુસ્તિકું અંકુશમેં કસીએ,
કવિગંગ કહે સુનો શાહ અકબર, કુરસેં દુર સદા બસીએ.

બિના બિચારે જો કરે, સો પીછે પસ્તાય;
કામ બીગાડે આપનો, જગમેં હોત હસાય.

બિના વસીલે ચાકરી, બિના ઢાલ જુવાન,
એ તીનું ફીકે લગે, બિના સુપારી પાન.

બે જણ વાત કરે તહાં, વચમાં પોતે બોલે,
લાલો કહે છે માલાને, તે તરખલાને તોલે.

બે ઘોડે બેસાય નહી, બે ઘરનો પરોણો ભૂખે મરે;
બંને બાજુ બોલે તે, એકેનું ન તોળે;

બહેરા પાસે ગાવણું, ને મુંગા પાસે ગાલ.
અંધા આગળ આરસી, એ સરવે હાલ હવાલ.

---

૧ ખ્યાલ : રમત ૨ અગોચર : અજાણી ૩ અન્નસેં લાજ: ખાતાં શરમાવું
૪ કુરસેં: કુરકપટી–ઘાતકી.

બુઢ્ઢાને દઈ બાળકી, પછી મનમાં પસ્તાય,
રાંડે ત્યારે બહુ રડે, તે મુરખનો રાય.

---

બહુ બકે બા'દુરમાં જન કદિ નહિ ગણાય,
ઢોલ ઢબક વાગ્યા કરે, મૃદંગ સમ ન મનાય.

---

બુઢો પરણે બાયડી, અભણ કરે રાજ,
બોજ ઉપાડે બળદીઓ, એ ત્રણ પરને કાજ.

---

બાળક ખેંચે વાળ પણ, કદી ચઢે નહિ કાળ,
આળ કરે અજ્ઞાનીજન, દિલમાં થવું દયાળ.

---

ભણતાં પંડિત નીપજે, લખતાં લહિઓ થાય,
ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય.

---

ભૂખ ન જાણે ભાવતું, ને પ્રીત ન જાણે જાત,
ઉંઘ ન જાણે સાથરો, જ્યાં સૂતા ત્યાં રાત,

---

ભૂખ ન જુએ એંઠો ભાત, તરસ ન જુએ ધોબીઘાટ,
ઉંઘ ન જુએ તૂટી ખાટ, ઇશક ન જુએ જાતકજાત.

---

ભલો ભલાઈ ના તજે, દુષ્ટ ન ચૂકે દાવ;
ચંદનને સળગાવતાં, પ્રગટે શુભ સ્વભાવ.

---

ભુંડામાં ભુંડી ચાકરી, તેથી ભુંડો ભાર,
તેથી ભુંડું માગવું, સુમને કહેવો દાતાર,

ભુંડું કરવું કાસદું, ભુંડો ઉચકવો ભાર,
સઉથી ભુંડું માગવું, સુમ કહેવો દાતાર.

મુએકું હરી દેત હૈ, કપડા લકડી આગ,
જીવત નર ચિંતા કરે, વાકી બડી અભાગ.

માલન આવત દેખકર, કલિઓ કરી પુકાર,
ફૂલે ફૂલે ચૂન લિએ, કાલ હમારી રબાર.

માહ્નીકો ભલો બરસનો, ધોબીકી ભલી ધૂપ;
માગણકો ભલો બોલનો, ચતુરકી ભલી ચૂપ,

મુશ્કેલીમાં મિત્રની, ખરી કસોટી થાય,
હીરો સંઘાડે ચઢે તોજ, ચમક પરખાય.

માખી મકોડો મૂર્ખ નર, મધલાળે મરંત;
ભમર ભોરિંગ સુઘડ નર, ચાખી દૂર ખસંત.

માર્ગ ખેતરને જુના રણાં વેરી ભેગો વાસ,
કુટુંબ કળોને ભીંત ભોરીંગ, એટલાં કરે વિનાશ,

મોહોબત કીજે મરદકી, કબહુ આવત કામ,
શિર સાટે શિર દેત હે, દુખિયનકો વિશ્રામ.

મોંઢે મીઠી વાત, પાછળ વગોણું કરે,
એ અકર્મી જાત, સાચું સોરઠીઓ ભણે.

૨ બાર, વારો

માખી મંકોડો મૂરખ નર, સદા રહે લપટાય,
ભમર ભોરિંગ ચતુર નર, કરડી આઘો જાય.

મોટા મનમાં નવ ધરે, નિજ ગુણ તણું ગુમાન;
પારથ રથ હાંકયો પ્રભુ, ગણિ નિજ મિત્રસમાન.

માંગન મરન સમાન હે, મત કોઈ માંગો ભીખ,
માંગનસે મરના ભલા, યહ સદ્‌ગુરૂકી શીખ.

મર જાઉં માંગુ નહિ, અપને તનકે કાજ;
પરમારથકે કારણે, માંગત નાવે લાજ.

મૂરખને મધમાખથી, નિજ સંચ્યું ન ખવાય,
મૂરખ હાય કરી મરે, મધ ભિલ લૂંટી ખાય.

માત કહે મેરો પુત સપુત, બહેન કહે મેરો સુંદર ભૈયા,
તાત કહે મેરો કુલકો દીપક, લોકમેં અતિશય લાજ બઢૈયા.
*બહુ કહે મેરો પ્રાન પ્યારો, સાસ કહે મેં લેઉ બલૈયા,
કવિ ગંગ કહે સુનો શાહ અકબર, જીન ગાંઠ સફેત રૂપૈયા.

માત પિતા સુખ પામિયાં, તે સુત સત્ય સુજાણ,
માત તાતને દુખિયાં, પેટ પડયો તે પહાણ.

મીની આગળ પય ધરે, અગ્નિ આગળ ઘૃત,
ભૂખ આગળ ભોજન ધરે, તો તે વણસે વૃત.

---

વહુ : સ્ત્રી

મૂરખ સુત છે જેહને, વિધવા કન્યા હોય;
ચતુર વસે કુગ્રામમાં, મોટો દુખિયો સોય.

મૂરખને વાહન, પંડિત અડવાણો ચાલે,
મૂરખને મોતન માલ, પંડિત ફુલમાળા ઘાલે,
મૂરખને બહું માન, પંડિત કદી ગરીબ કહાવે,
મૂરખને અલખત મોજ, પંડિત ખડ ધાન્યજ ખાવે.
પણ મૂરખ કાચ કથીર છે, દીસંતાં તો દિલ હરે;
પણ પંડિત રત્ન અમૂલ્યછે, શા મળ જો પરીક્ષા કરે.

રાગ વિના રાગોટે, નિર્ધનિઓ ફૂટાય;
નબળો સબળાને ગુણ કરે, તે આટા લુણમાં જાય.

રાય રંક ઉદ્યમ કરે, કર્મ તણો બહુ ફેર;
ઉદ્યમ સોળ સાંધી મરે, કર્મ તોડે તેર.

રાવણ સરખો રાજીયો, રોળિયો દશ મસ્તક ભુજ વીશ;
તજ્યુ રાજ્ય લંકાતણું આપે કોપ્યા ઇશ.
વાળિ જોરાવર વધ થયો, શત ભવ પામ્યો ઇંદ્ર;
ક્ષય રોગે ખરતો ગયો, ચતુર પુરૂષ જે ચંદ્ર.
દુર્જોધન દેહવટે ગયો, કૈરવ પામ્યા કષ્ટ;
પરનારીથી પરભવ્યા, વિષમ ઝેરની વૃષ્ટ.

રત્ન જડિત હોય મોજડી, શીશ ન બાંધે નેટ;
છરી અમુલખ કનકની, કોઇ ન મારે પેટ.

રિદ્ધિ સમાને રૂપ છે, કર્મ સમાને બુદ્ધિ;
વિવેક વિદ્યા સમ વધે, અંગ સમાને સુદ્ધિ.

રાજા મિત્ર ન જાણવો, જો સોંપી દે પ્રાણ;
શા, સોની ને સર્પતે, માને મિત્ર અજાણ.

લખતાં લહિઓ ભણતાં છઇઓ, વાંચતાં પંડિત હોય,
લડતાં શેઠીઓ નીપજે, તેનું કુળ ન પૂછે કોય.

લોહા લાકડ ચામડાં, પહેલાં તે શાં વખાણ;
વહુ, વછેરાં, છોકરાં, નિમડીઆં વખાણ.

લાખ ગમાવી સાખ રાખવી, સાખે મળશે લાખ;
લાખ રાખીને સાખ ગમાવે, સાખ ગયે સહુ ખાખ.

લુખા સુકા ×પાયકર, ઠંડા પાણી પી;
દેખ પરાઈ ૧ચોપડી, કયું લલચાવે ૨જી?
લઘુતામાં પ્રભુતા વસે, પ્રભુતાથી પ્રભુ દૂર;
કીડી મીસરી ખાય છે, હાથી ફાકે ધૂળ,

લોભીને પ્રિય લાભ, જારને વા'લી જારી,
સુમને વા'લું દ્રવ્ય, પુરૂષને વા'લી પ્યારી,
શૂરને વા'લું શસ્ત્ર, મૂરખને મૂર્ખ વખાણે.
રાગીને પ્રિય રાગ, જોગી જોગીને જાણે,
ગુણ સાથે ગુણ જેના મળે, તો ત્યાં પુરણ પ્રીત છે,
કહે શામળભટ સૌ માનજો, એજ અનાદિ રીત છે.

×પાયકર: ખાઇને. ૧, ચોપડી: ઘીથી ચોપડેલી. ૨, જી: જીવ

લાભ ઘટાડે લાજ, કાજ બગડે જો જાગે,
વળી ઘટે વેવાર, ભાર શોભા પણ ભાગે;
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે,
લોભે સૌ સંતાપ, છાપ ચોંટે કુળ કર્મે,
સનમાન માન મોટમ મટે, શુદ્ધ કુળમાં શૂળ છે,
શામળ કહે શાણા સમજજો, લોભ પાપનું મૂળ છે.

---

વિપત્ત પડે વલખીએ નહિ, વલખે વિપત્ત ન જાય;
વિપત્ત વેળા ઉદ્યમ કીજીએ, ઉદ્યમ વિપ-તને ખાય.

---

વિદ્યા સાથે દ્રવ્ય મળી, રહે ન એહે ઠામ,
સોનાની કિંમત ઘણી, નહીં સુગંધી નામ.

---

વેળા વળે વિત્ત વળે, વળે વિદેશથી વહાણ,
વોરી[1] વહાલા વધુ વળે, વળે ન ખ્યાતિ જાણ.

---

વ્યાપારે ધન સાંપડે, ખેતી થકી અનાજ,
અભ્યાસે વિદ્યા મળે, ખાંડા બળથી રાજ.

---

વહાલામાં વેર ન કીજીએ, ચૂકી ન દીજે ગાળ,
ધીરે ધીરે છાંડીએ, જયમ સરોવર છાંડે પાળ.

---

વાડી ઉપર વાદળાં, મેડી ઉપર મેહ,
શુળી ઉપર સાથરો, પરનારીથી નેહ.

---

૧ વોરી: લઈને

વિદ્યા પહેલી વય વિષે, બીજી વયમાં ધન;
ગ્રહ્યો ન ધર્મ ત્રીજી વયે, એળે ગાળ્યું તન.

---

વિવાહ, વ્યવહાર વેર પ્રીત બરાબરીથી કિજીએ;
બરાબરીસે કીજિએ; બ્યાહ, બેર ઔર પ્રીત.

---

વખત વિચારી વાણિયો, મૂછ ચઢાવે કાન;
વખત વિચારી મૂછ વળી, નિચી કરે નિદાન.

---

વિનય અને શુભ સભ્યતા, સદ્ગુણ લેય જગ માંહ્ય;
જન એ બે સદ્ગુણ થકી, જગે અધિક સોહાય.

---

વળગ્યા પછી છોડે નહી; એજ મમતની રીત;
મગર, મંકોડો, મુરખનર, મમતે મરે ખચીત.

---

વાતો દિલના દુઃખની, રંક ન કહિયે કોય;
અધિક ભાર જાય આપણો, ગાંઠ ન છોડે કોય.

---

શાસ્ત્રાભ્યાસ અતિશય, પંડિત પ્રીતિ પ્રવાસ-
—બહુ ગ્રામ,
રાજસભા ગુણિકા ગૃહ, પાંચે ચતુરાઈનાં ધામ.

---

શબ્દ સરીખા ધન નહિ, જો કોઈ જાને બોલ;
હીરા તો દામે મિલે, શબ્દ ન આવે મોલ.

---

શીતલ શબ્દ ઉચારીએ, અહં આનીએ નાહીં;
તેરા પ્યારા તુજમેં, દુશ્મનભી તુજ માંહીં.

શુભ સ્વરૂપ વિદ્યા ઘણી, દીસે રૂડો દેહ;
કર્મ આગળ કરગરે, તેમાં નહિ સંદેહ.

શું કામના મોટા સમંદર, જ્યાં તૃષાકોઈની ના ટળે;
એથી ભલી નાની નદી, ત્યાં સર્વની તૃષા ટળે.

સહેજ મીલાસો દુધ બરાબર, માંગલીઆ સો પાની;
ખેંચ લીયાસો રક્ત બરાબર, બોલે ગોરખ વાણી.

સુખે સુવે જેને શિર બાપ, સુખે સુવે જંગલમાં સાપ
સુખે સુવે રાજનો પૂત, સુખે સુવે જોગી અવધૂત;

સદા ન જોબન સ્થિર રહે, સદા ન લક્ષ્મી નેહ;
જોબન ચલ સંસાર ચલ, ચલ વૈભવ ચલ દેહ.

સુખીઆ આગળ દુઃખ કહો, હસ હસ તાળી લેત;
દુઃખીઆ આગળ દુઃખ કહો, આધા દુઃખ વો લેત.

સ્નેહે ભોજન આપજો, સ્નેહે દેજો માન;
સ્નેહે દેજો રોકડા, પણ પડશો નહિ જમાન.

સજ્જન આ સંસારમાં, ગર્વ છોડતાં શીખ;
ભાગ્ય ફરે ત્યાં ભૂપતિ, ભમતો માગે ભીખ.

સુખ સમયમાં છકી નવ જવું, દુઃખમાં ન હિં-
મત હારવી;

સુખ દુઃખ સદા ટકતાં નથી, એ નીતિ ઉર ઉતારવી.

સમે સમો બળવાન હે, નહી પુરૂષ બળવાન;
કાબે અર્જુન લુંટીઓ, એહી ધનુષ એહીબાન.

સિંહ મૂછ ભોરંગ મણી, કરપી ધન સતી નાર;
જીવતાં અન્ય કર નવ ચઢે, મુએ પરાધીન થાય.

સજ્જન સમા વિચારીએ, અપના કુલકી રીત;
બરોબરીસે કીજીએ, વિવાહ, વેર અરૂ પ્રીત.

સંપત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વહાણુ;
ગત અવસર આવે નહિ ગયા ન આવે પ્રાણુ.

સૂકે પીછે [1]બરખા કહા? ગત જોબન [2]કાન્તાય;
મૂએ પીછે કહા ઔષધિ? ગત અવસર ધન કાય.

સોબતમેં સુધર્યો નહિ, વાકે બડે અભાગ;
સોબતસે બીગડયો નહિ, વાકે બડે સુભાગ.

સબ સહાય સબલ કો, કોઇ ન નિર્બલ સહાય;
પવન જગાવત આગ કું, દિપક દેત બુઝાય.

સજ્જન વન વેલી ભલી, કરે ઝાડ શુ પ્રીત;
સૂકે પણુ મૂકે નહિ, એ સજ્જનની રીત.

1 બરખા: વરસાદ. 2, કાન્તાય: સ્ત્રી.

સુમ શેળોને કાચબો, પર ઘર પહોળા થાય;
સમય આવે આપ ઘરે, સૌ સંકેલાઇ જાય.

સોબત કરીએ શ્વાનકી, દો પાંતીકા દુઃખ;
ખીજ્યા કાટે પાંઉં કું, રીઝયા ચાટે મુખ.

સતિ નાર ભોરિંગ મણી, શૂરા શરણાગત,
કરપીધન ને કેસરી મૂછ, મુવે જાય પર હથ.

સામો થાય આગ ત્યારે, આપણે થઇએ પાણી,
જાણ આગળ અજાણ થઇએ, તત્વ લઇએ તાણી.

સિંહણ કેરૂ દુધ હોય તે, સિંહણ સુતને ઝરે,
કનક પાત્ર પાખે સહુ, ધાતુ ફોડીને નીસરે.

સારૂં કોઇનું દેખીને, થાવું નહિ ઉદાસ,
સુખી પાડોશી હોય તો, આપણા સુખની આશ.

સમય વિના શોભે નહિ, પરમેશ્વરનું નામ,
સમશાને શ્રી ગણેશને, હથેવાળે ભાઇ રામ.

સિંહ સહુ જીવને હણે, માંસાહારિ ગણાય,
પણ સૌ મનમાં પ્રીછજો, આપ બચ્ચાં ન ખાય.

સંતોષિ સબળો સુખી, એવા સુખી હજાર,
જેને માથે રૂણ નહીં, સુખીઆનો સરદાર.

સામું　કરડે　કુતરૂં,　પીઠે　કરડે　વાઘ,
વિશ્વાસે　મારે　વાણિયો,　ચગદાયો　કરડે　નાગ.

સત્ય　રાખ્યું　હરિચંદ્ર,　નીચઘર પાણી ભરિયું;
રાખ્યું　સત્ય　બળીરાય,　રાજ્ય પાતાળે કરિયું;
સત્ય　સુધન્વા　વીર,　તેલ તાતે તન ધરિયું;
મીરાં　રાખ્યું　સત્ય,　વિખનું અમૃત ઠરિયું;
સત રાખ્યું જે સતવાદીએ,　આગળથી મહા દુઃખ મળ્યાં;
શામળ કહે અંતે સત તર્યું,　ફળ સુખનાં ઉત્તમ ફળ્યાં;

સજ્જન.

હરદી જરદી[1] ના તજે,　ખટરસ[2] તજે ન આમ[3];
શીલ પુરૂષ અવગુણ તજે,　ગુણકું તજે ગુલામ.

હલકા જન છલકાય છે,　મોટા નવ મલકાય;
ગાગર છલકારો છલક,　સાગર નહિ છલકાય.

જ્ઞાની સેં જ્ઞાની મીલે,　કરે જ્ઞાનકી બાત;
ગધ્ધે સેં ગધ્ધા મીલે,　મારે લાતમ લાત.

૧ જરદી: પીળો રંગ. ૨. ખટરસ, ખટાશ. ૩. આમ, કાચી કેરી



# પ્રકીર્ણ

અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે છે દૂર માગે તો;
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે.

અખંડિત પ્રેમને બંધુ, જરૂર શું હોય આદરની;
પધારો આવજો બેસો, વૃથા એ વાદ શા સારૂ.

અમીરી મુબારક રહો તને, હમને ફકીરી હમારી એ;
તુજને ગુમાન અમીરીનું; મસ્તી ફકીરીની ઓર એ.

આભ ગાભ ને વર્ષાકાળ, સ્રીચરિત્ર ને રોતાં બાળ;
તેની જે કોઇ પરીક્ષા કરે, તે ઘેર સહદેવ જોષિ પાણી ભરે.

આનંદ કહે પરમાનંદા, માણુસે માણુસે ફેર;
એક લાખે લાભે નહિ, એક તાંબીઆના તેર.

આનંદ કહે પરમાનંદા, માણુસે માણુસે ફેર;
એક બોલે તે મીઠું લાગે, એક કડવું ઝેર.

અણુ ગમતું અપવિત્ર ગણી, ગમતું ગણ્યું પવિત્ર;
ચુડો ન ગણ્યું હાડકું, જગત વિચાર વિચિત્ર.

અતિ વેપારી, બહુ બાલિકા, એક પુરૂષ દો નાર;
વાકું મત કોઇ મારી઼ઓ, માર રહા કિરતાર.

અભણ નાર ને ચતુર નર, અભણને ચતુર નાર;
મન એનું માને નહિ, એળે ગયો અવતાર.

---

આપ મદદ વિણ કાંઇ ન સરસે, વિના સ્વબળ નહિ ફળશે;
એક મરણીઓ સોને ભારે, કાયર ક્રોડ રઝળશે.

---

અંબાડી ધરિ પીઠપર; કદિ શણગાર્યું શરીર;
ભુંકે ખર ભુંડો થઇ, ધરે ન ધીર લગીર.

---

આડી રાતની અવનિમાં, કરવી નહિ કંઇ વાત;
રામ રાજ છોડી રણે, પળ્યા ઉઠી પરભાત.

---

અજહત્યા અદકી કરે, નાસે દેખી વાઘ;
પ્રત્યક્ષ દીઠું પારખું; બળિયાના બે ભાગ.

---

એક તાત જે જન્મ દે, બીજો તાત કિરતાર;
ત્રીજો તાત ગુરૂ ગણો, ચોથો અન્નદાતાર.

---

અતિ રૂડાં ઇંદ્રવારણાં, લે લક્ષણ સૌ લોક;
કોઇ રસ ચાખે નહિ, ફળ્યાં ફળો તે ફોક.

---

ઓષડ છે સૌ રોગનાં, ઉપાય સૌનાં હોય;
સ્વભાવ ઓષડ કશું, કરી શકે નહિ કોય.

---

ઉંઘ બગાસું મોકલે, જા બગાસા તું,
તારૂં કહ્યું નહિ માને તો, ઢાળી પાડીશ હું.

ઉત્તમ વિદ્યા લીજીએ, યદ્યપિ નીચકને હોય;
પડયો અપાવન ઠોરમેં, કંચન તજે ન કોય.

કવિ, કેણુ ને સિદ્ધ કળા, અતિ ચોડા અભ્યાસ;
એતા જાય પરદેશમાં, જ્યાં ગાજે ત્યાં ગરાસ,

કાચો પારો બ્રહ્મરસ, શિવનિર્માલ્ય જે ખાય;
ઇશ્વર કહે પાર્વતિને, જડા મૂલસે જાય.

કીર્તિ કેરી શેરીમાં, થયો મને અટકાવ;
યદપિ રૂચે નહિ તુજને, છોડ નસીબના દાવ૦

કુવાઢાંકણુ ઢાંકણું, ખેતરઢાંકણુ વાડ;
બાપનું ઢાંકણુ બેટડો, ઘરનું ઢાંકણુ નાર.

કંચન તજવો સુલભ હૈ, સુલભ ત્રિયાકો નેહ;
નિંદા સ્તુતિ ત્યાગવો, તુલસી દુર્લભ એહ.

કંથા તુ કુંજર ચડયો, કનક કચોળાં હાથ;
માગ્યાં તો મુક્તાફળ મળે, પણ ભીખને માથે ભઠય.

કામીની કે' છે કંથડા, વેરીયે ન કર્યાં વખાણ;
પંચમાં પૂછાણાં નહિ, કાંઉ ન સરજ્યાં કાગોલીયાં.

કામની કે'છે કંથડા, લીધાં નહિ હરનામ;
કરપર કર કીધો નહિ, કાંઉ ન સરજ્યાં કાગોલીયાં.

કાજીનો કુત્તો મરે, આવે અસંખ્ય લોક;
જો કાજી પોતે મરે, કોઇ કરે નહિ શોક.

કોઈ કહે આવ્યો તાવ, કોઈ કહે થયું કોગળિયું;
કોઈ કહે કરડ્યો નાગ, કોઇ કહે વાસી વળિયું;
કોઈ કહે વાધ્યો રોગ, કોઈ કહે શસ્ત્રજ વાગ્યું;
કોઇ કહે મારી મૂંઠ, કોઈ કહે પાપ જ લાગ્યું;
ઈશ્વર માથે લેતો નથી. જગતમાંહિ મહિમા જૂઓ;
શામળ કહે છે સૌ સાંભળો, મોત આવ્યું તેથી મુઓ.

ખડ સૂકયાં ગોરસ વસૂકયાં, વ્હાલાં ગયાં વિદેશ;
અવસર ચૂકયા મેહૂલા હવે વરસી કાંઉ કરેશ?

ખાડો ખોદીને દાટીએ, ઉપર પત્થર ભાર;
શ્વાન પૂછડી તોય પણ, સિધી નથી થનાર.

ખરને ગંગામાં ધરી, નવડાવવા ને ધાય;
ગાય ન બને ગધેડિની, મિથ્યા મહેનત જાય.

ગાંડી માથે બેડલું, મરકટ કોટે હાર;
જુગારી ગાંઠે લક્ષ્મી, તે ચાલે કેટલી વાર.

ગધેડી કદાપિ ગંગ મહીં, અંગ બોળી આવે;
ગાયમાં કદાપિ એના, ગુણ તો ગણાય ના.

ગયું ધન તે સાંપડે, ગયાં વળે છે વહાણુ;
ગયો અવસર આવે નહિ, ને ગયા ન આવે પ્રાણ.

ચિંતા જ્વાલા શરીરમેં, દવા લગે ન બુઝાય;
બાહેર ધુવા ન નિકલે, અંતરહી ધુંધવાય.
અંતર હી ધુંધવાય, જલે જ્યું કાષ્ટકી ભઠ્ઠી;
લોહુ માંસ જલ જાય, રહે પિંજરકી ઠઠ્ઠી.
કહે જમીરજ શાહ, સુજ રાખરે ચિંતા;
દવ લાગી ન બુઝાય, જીસ્કે ઉરમેં ચિંતા.

૧ ચંગા માડુ ઘર વસે, તીન અવગુણ હોય;
કાપડ ફાટે, ઋણ વધે, નામ ન જાણે કોય.

ચંદા – વેરી વાદળાં, જળ – વેરી શેવાળ;
પુરૂષ – વેરી ઉંઘ છે, માછલી – વેરી જાળ.
ચોસઠ દીવા હે સખી, બારા રવિ તપંત;
ઘોર અંધારૂં તે ઘરે, જ્યાં સૂત ના રમત.
ચલતાં પાણી નિર્મળાં, બંધીલાં ગંધીલાં હોય;
ધન તો વાવરીયાં ભલાં, માહું સમજે કોય.

ચિતા થકી ચિંતા વડી, અધિક એક અનુસ્વાર;
ભક્ષ ચિતાનો માત્ર શબ, ચિંતાનો સંસાર

ચાળણી થોથાં રાખીને, કાઢી નાંખે સાર,
સુપડું સાર જ સંગ્રહે, છાંડે માંહિથી છાર૦

જલકી શોભા કમલ, ૧ હેદલકી શોભા રફીલ;
ધનકી શોભા ધર્મ હે, કુલકી શોભા શીલ૦

૧ ચંગા : હોશિયાર, બહાદુર,
૧ હેદલ : હયદલ. ઘોડેસ્વારનું લશ્કર. ૨, રીલ : હાથી. ૩, શીલ : સદ્ગુણ

જેને જેમાં રસ પડે, તેને તે પર ભાવ;
ગર્ધવ લોટે છારમાં, માને મોટો લ્હાવ.

જે જેને અભ્યાસ નહિ, તે તેને નહિ સ્વાદ;
આંધા આગળ આરસી, બહેરા આગળ નાદ.

જન્મને જીવનનાં કૃત્યો, આકસ્માતિક સૌ અરે;
પાસા ફેંકે જનો સર્વે, દા દેવે હરિ હાથ છે.
કરૂં છું ને કર્યું છે મેં, જુઠું એ અભિમાન હા ?
કરી તે શું શકે પ્રાણી, આ અનંત અગાધમાં ?

જ્યાં જ્યાં એક વસે ગુજરાતી,
ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.
જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી;
ત્યાં ત્યાં ગુર્જરીની મ્હોલાત.

જાતિ – વેર મટે નહીં, કરિયે કોટી ઉપાય;
શ્વાન જાય પર શેરિયે, લડવા લાખો ધાય.

જ્યાં સુધી જે નવ મળ્યું, ત્યાં સુધી રહે ભાવ;
સાસુને વહુ મળી પછી, અંતર થાય અભાવ.

જળ પ્રમાણે પોયણાં; કર્મ પ્રમાણે મત્ત;
જે જેવા નર સેવિએ, તે તેવી ફળપત.

જાગારે હાથે વાંકડા. મર્કટ કંઠે હાર;
ઘેલી સ્ત્રી શિર બેડલું, રહે કેટલી વાર.

ટોકર ખાધી હજામની, આપ્યું ભલું ઈનામ;
શિર છેદાવ્યું હજામનું; જુઓ વણિકનાં કામ.

ઠગ જિતાય ઠગાઇથી, ન્યાયે ન્યાય જિતાય;
જ્યાં જેવા ત્યાં તેવા થવું, તેહ વણિક વિદ્યાય.

ડુંગર વંકો ગાળીએ, નહિ વંકાં વ્હેણ;
પુરૂષ વંકો પાઘડી, નારી વંકાં નેણ.

તરીયા ઘણું ન તાણીએ, તાણે ત્રુટી જાય;
ત્રુટ્યા પછી જો સાંધીએ, તો વચમાં ગાંઠ વળાય.

તારેકી જોતમેં ચંદ છૂપે નહીં, સૂર છૂપે નહીં બાદલ છાયો,
રાડ પડે રાજપૂત છૂપે નહીં દાતા છૂપે નહીં ઘર માંગન આયો.
ચંચલ નારીકો નેન છૂપે નહીં પ્રીત છૂપે નહીં પુઠ લગાયો,
કવિ ગંગ કહે સુનો શાહ અકબાર સાગ્ય છૂપે નહિ ભભૂત લગાયો.

તાણી બાંધે પાઘડી, દાબી લેવરાવે નખ,
ચાંપી પહેરે મોજડી, એ આણુસરજ્યાં દુઃખ.

તમે વણકર, અમે વણાર, નાત નેડા નહિ,
તારા ગુણ ને રોઉં ગજમાર, જાત ન પૂછું જોગડા.

દેખા દેખી જે કરે, વણ સમજ્યો વ્યર્થ;
વગર ભણેલો લીટા લખે, એમાં ન સરે અર્થ.

દિન ગણંતા માસ ગયા, વર્ષે આં ત રી આં;
સુરત ભૂલી સાહેબા, નામે વી સ રી આં.

દેશપતિ જબ રીઝત હૈ, તબ દેત હે ગામ કરત હે
—નિહાલી;
ગામપતિ જબ રીઝત હૈ, તબ દેત હે ખત કાં
દેતહે વાડી.
ખેતપતિ જબ રીઝત હૈ, તબ દેત હે ધાન પાલી
દો પાલી;
બનિયાભાઇ જબ રીઝત હૈ, તબ કાઢત દાંત બજાવત
—તાલી.

ધન ડહાપણ, ધન ચાતુરી, ધન વિદ્યા ધન રૂપ;
ધન ઇષ્ટ જ, ધન દેવતા, ધન ભલપણ ધનભૂપ,

નહિ વિદ્યા સમ ચક્ષુ કો સત્ય સમ તપ ન કોય;
પ્રીતિ સમ દુઃખ નહીં જગતં, ત્યાગ સમ સુખ ન હોય.

નહિ રાહ કે ફરિયાદનો, બેદાદને રડવું કશું?
જોનારને લોનાર ના જ્યાં, આંસુ ત્યાં રડવું કશું?

નામ રૂપે નવ રાચિયે, જો ગુણહીણો હોય;
કનક નામ ધંતુરનું, કડાં ન પહેરે કોય.

પતિવ્રતા ભૂખે મરે, કસબણ ખાય લાડુ;
ગાંડીઆ ઘોડે ચઢે, ને મરદ ખેંચે ગાડું.

પુત કપુત, કુલક્ષણુ નાર, અદેખો પાડોશી ચુગ-
લીઓ દોસ્તદાર;
કવિ ગંગ કહે સુનો શાહઅકબર, એ ચારેકુ ગરદનમાર.

પધારો એમ કહેવાથી, પધારે તે પધાર્યાં ના;
નિમંત્રણ પ્રેમીને શાનાં! અનાદર પ્રેમીનો શાનો?

પાન સડે, ઘોડા હઠે, વિધા વિસર જાય;
તવા ઊપર રોટી જલે, કહે, ચેલા કેમ થાય!
જ: ફેરવ્યા વગર નકામાં થઇ જાય.

પહેલી[1] રાતે સૌ કોઇ જાગે, બીજી રાતે ભોગી;
ત્રીજી રાતે રોગી જાગે, ચોથી રાતે જોગી.

પંડિત ઓર મસાલચી, દોને સુજે નાંહી;
ઓરને[2] કે કરે ચાંદની, આપ અંધારે માંહી.

પગ જો પાકયો હોય, પાટો બાંધી હાલીએ.
પણ પેટે પાટો કોય, ફાટયું હોય કેમ બાંધીએ.

પશુ કીતો પનિયાં[*] ભઇ, નરકા કછૂ ન હોય;
જો ઉત્તમ કરની કરે, તો નર નારાયણુ હોય.

---

૧, પહેલી રાત: પહેલો પહોર: ૨, ઓરન કે=બીજાને.
* પનિયાં: જૂના=જોડા.

પંડિત આગળ મૂઢ, હુંસ આગળ જ્યમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કુગ્ગા.
પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રાંકાં;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જ્યમ ટાંકાં;
છે પંડિતમાં પરાક્રમ ઘણાં, પંડિત સૌ શિરમોર છે;
શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.

---

ફિકર સબનકો ખા ગઈ ફિકર સબનકી પીર;
ફિકર કી જો ફાકી ભરે, ઉસકા નામ ફકીર.

---

બિના જલ કુપ કહા, બિના તેજ ભૂપ કહા;
બિન ગુણ રૂપ કહા, ત્રિયાકો બખાનવો.
કાલરીકો ખેત કહા, કપટીકો હેત કહા;
દીલ બીન દાન કહા, ચિત્તમાં ન આનવો.
બિના તપ જોગ કહા, બિના જ્ઞાન ભોગ કહા;
સપુત બિન પુત કહા, ડુબ્યો કુલ જાનવો.
જીહ્વા બિન મુખ કહા, કીકી બિન નેન કહા;
રામનામ બિના મુખ, પશુહી પહિચાનવો.

---

બ્રાહ્મણ જલથી ઓસરે,૧ ક્ષત્રી રણથી જાય;
વૈશ્ય ડરે વેપારથી, એ(ત્રણ) કાયર કહેવાય.

---

બંદા બહોત ન પુલીએ, ખુદા ખમેગા નાહીં;
જોર જુલમ નવ કીજીએ, મૃત લોકકે માંહીં.

બનનુ જોબન વસંત રત, કામનિ જોબન કંથ;
મરદનું જોબન માલ ધન, ચતુર વિચારો ચંત.

બધિર રાગને શું કરે, મુંગો શું કરે ગીત;
પાપિ પૂન્ય ને શું કરે, રોતાથી શી પ્રીત.

ભાણું ભાગ્યું હોય, રેણ દઇ રેવરાવીએ;
કાચ ફૂટકયા હોય, તેનો સાંધો ન મળે સૂરના.
હીરાગળ ફાટ્યું હોય, ત્રાણે લેઈ તુનાવીએ;
કાળજ ફાટ્યું હોય, સાંધો ન મળે સેણના૦
બહાર બળતર હોય, ઓસડ કરી ઓલાવીએ;
કાળજ બળતર હોય, કી ઓલાય કાળીઆ.

ભાણે બેસી ભૂખ્યો ઉઠે, ચાકરની રાખે માજા;
ઘરની બાયડીથી શરમાય, તે મુરખનો રાજા.

ભાષાને વળગે શું ભૂર, જે રણમાં જિતે તે શૂર;
સંસ્કૃત બોલ્યાથી શું થયું, શું પ્રાકૃતથી નાસી ગયું.

ભાદરવાનો ભીંડો, તે તો વિલાઇ જાશે વહેલો;
ધનજોબનના ધમધમાટ, ગરવ કરે તે ઘેલો.

ભૂજંગ પાળી પ્રીતથી, દઇએ અમૃત પાન;
જતાં ઉદરમાં તુરત તે, અમૃત ઝેર સમાન.

મેમાન માગણને મહિપતિ, ચોથી ઘરની નાર;
એ આપ્યા વિણ ખસે નહિ, કહે લાવ લાવ ને લાવ.

મોટાં બાંધે પાઘડાં, મહાજનિયા થઇ મહાલે;
અન્યાયનો ન્યાય કરે, મરશે ભુંડે હાલે.

માર્ગમાં મણિધર વસે, ઘરમાં પેઠા ચોર;
બાયડી બહારવટે ફરે, એ સો મરવાના દોર.

મૂર્ખ કર પોથી દઈ, બાંચનકું ગુન ગાથ;
જયસે નિર્મલ આરસી, દઈ અંધેકે હાથ.

મોતી હીરા ગમતા તને, ઉમદા નવા પોષાકને;
લઈ ખાખ ખુદા નામની, દિલ ચોળી એ પાગલ હમે.

માગ્યા મળે ન બેટડા, માગ્યાં મળે ન ધન,
માગ્યાં મોત મળે નહીં, માગ્યાં મળે ન અન્ન.

મઠને ખેતર માળો નહિ, ઉંદરને ઉચાળો નહિ,
ઘેલીને ગવાળો નહિ, કુંવારાને સાળો નહિ,

મોતી ભાંગ્યું વીંધતાં, મન ભાગ્યું કુવેણ,
ઘોડો ભાંગ્યો ખેડતાં, નહીં સાંધો નહીં રેણ.

મહેમાનો ને માન, દિલભર કોઇને દીધાંનહિ,
મંદિર નહિ એ મસાણ, સાચું સોરઠીઓ ભણે.

મેરૂ આગળ કાંકરી, વકતા આગળ વાદ,
જ્યાં ત્રંબાળુ ગડગડે, શો થાળીનો નાદ.

મળે એક કાળે, વિવાહની વધાઈ;
મળે એક કાળે, મહા ભોગ ભાઈ.
ન ચાલે સદા કાળ, સારો નઠારો;
ઘણાં કષ્ટ કાળે, ઘણું ધૈર્ય ધારો.

મોરકી ધ્યાન લગી ઘનઘોરસે, દોરસે ધ્યાન લગી નટકી
દીપક ધ્યાન પતંગલગ્યો, પનિહારીકો ધ્યાનલગ્યો મટકી.
ચંદ્રકો ધ્યાન ચકોર લગ્યો, ચકવાનકો ધ્યાન દિનેશ ટકી;
મીન મનોહર પ્રેમસું સાગર, પંથ પ્રવિણ રહયો અટકી.

મંદવાડ જે ગરીબનો, જોરાવરનું જાર;
પ્રગટ ન થાયે પલકમાં, ભમે સઉ ભારોભાર.

મૂકાવે વિદ્યા માન, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે
વિદ્યા માંહી વિવેક છે, નિર્મળ વિદ્યાર્થી વાણી;
વિદ્યા વશ વિશ્વ, જગતમાં મોહની જાણી;
સદ્‌વિદ્યારત્ન વિશાળ છે; વિદ્યાથી વડું નહિ કશું;
સદ્‌વિદ્યા આગળ ધન કશું વિદ્યાહીન જન તે પશુ.

મૂરખને નહિ માન, મૂર્ખ ઝાઝામાં ઝુરે;
દે ન મૂર્ખને દાન, મૂર્ખમાં અકકલ અધુરે;
મૂરખ હલકો હોય, બહુ ગુણવંતો બોલે;
મૂર્ખને લેખા માંહી, નહીં પંડિતને તોલે;

જે હંસ મધ્ય બગલાં પડયાં, કારણ શું જાણે કશું,
શામળ કહે છે સાચું કહું, વિદ્યાવિણ નરતે પશુ.

---

રતે આવે મોગરો, રતે આ વે ફુ લ;
રત વગર જે લેઇએ, તે બ ધું ફૂ ળ.

---

હૃદય સત્કાર જ્યાં થાતો, ઉભય ઉરમાં વિના માગે;
નયન સત્કાર નવ ઇચ્છે, વદન સત્કાર શાને તો.

---

રાગ પાગ ને પારખું, નાડી ને વળી ન્યાય;
તરવું તાંતરવું ને તસ્કરવું, એ આઠે આપ કળાય.

---

રાત ગમાઇ સોયકર, દિવસ ગમાયો ખાય;
હીરા જન્મ અમોલ થા, સો કોડી બદલે જાય.

---

રાખ લાખ ર ખ વા ળ, લોહ પિંજરમાં પેસે;
અરણુવ બિચ આસન, વાળીને જો કોઇ બેસે.
વજ્ર ગુફા ગંભીર, માંહિ કોરાવી માણે;
ઇંદ્ર જાળ વિદ્યાય, જુગતથી જો વળી જાણે,
સંભાળી સાચવી સાંચરે, કોટિ જતન કોડે કરે,
જાળવતાં પણ જીવે નહીં, મોત વખત નિશ્ચે મરે.

---

લાજે સંપત પામીએ, લાજે મોટાં માન;
લાજ વિનાનાં માનવી, તેના લાંબા કાન.

૧લજ રખે તો જીવ રખ, લજ વિણ જીવ મ રખ;
એ તો માંગું સાંયા, રખ તો દોનું રખ.

લક્ષ્મી ખરચે તેહની, મારે તેની તરવાર;
પાળે તેનો ધર્મ છે, પરણે તેની નાર.

લક્ષપતિ તો લાખ, દીઠા નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે,
કુળ પણ હોય કલંકિ, જોર જોતાંમાં જાએ,
જોબન પણ વહી જાય, વંશ નિર્વંશી થાએ;
નહિ રાજ ચોર કે અગ્નિભય, માગ મુકાવે બહુ થકી,
મોટા પુરૂષો મન માનજો, સદ્‌વિદ્યા શુભ સહુ થકી.

વરસે જઈને વાડ, એવા મેહ શા કામના;
મોટા બહુ એ તાડ, ઢાંકે નહિ નિજ પંડને.

વિનયની પૂરણી માગે, અધુરી તેટલી પ્રીતિ,
પ્રતીતિ પ્રેમની કરવા, નથી અધિકાર આદરને.

વાતે રીઝે વાણિયો, રાગે રીઝે રજપૂત;
બ્રાહ્મણ રીઝે લાડવે, બાકળે રીઝે ભૂત.

વહાલું પણ પછી નવગમે, હદ પાર જો જાય;
વાળ મુછનો પણ જો વધે, કાતરથી કતરાય.

× સાંયા=પરમેશ્વર. ૧, લજ=લાજ
૧ બંધાં : બાંધેલાં.

વહેતાં પાણી નિર્મળાં, [1]બંધાં ગંદાં હોય;
સાધુજન રમતા ભલા, દાગ ન લાગે કોય.

વા ફરે વાદળ ફરે, ફરે નદીનાં પૂર,
પણ શૂરા બોલ્યા ના ફરે, ભલે પશ્ચમ ઉગે સૂર.

વાત તોલને મૂલ્યમાં, સરખો મારે માર,
એવો એકજ અવનિમાં સદા વાણિયો ધાર.

વિદ્યા ભણશે તેહની, ભજે તેનો ભગવાન,
પુસ્તક વાંચે તેહનું, સમજે તેનું જ્ઞાન.

વચન કાજ હરિચંદ્ર, નીચ ઘર ભરીયું પાણી;
વચન એકને કાજ, કૃષ્ણ કુબજાને આણી,
વચન એકને કાજ, હરે હળાહળ પીધો,
વચન એકને કાજ, દેવવર દૈત્યે લીધો,
શુભ ધર્મ કર્મ ને શર્મ સૌ, વચન જતાં તે વહીગયું,
કવિ શામળ ભટ સાચું કહે, વચન ગયું તો શું રહ્યું.

વચન એકને કાજ, રંક રાવણ થઇ બેઠો,
વચન એકને કાજ, બળી પાતાળે પેઠો,
વચન એકને કાજ, વેચી હરિચંદ્રે નારી,
વચન એકને કાજ, પાંડવો હાર્યો પ્યારી.

[1] બંધાં : બાંધેલાં.

વળી એક વચનને કારણે, ભડ પાંચે વનમાં ભમ્યા,
કહે શામળ વચનજ કારણે, સો કૈચક સાથે શમ્યા.

શરદ પૂનેમની શોભિતી, અજવાળી તોયે રાત;
ભણી ગણી ડહાપણ ભરી, તો પણ સ્ત્રીની જાત.

શિખામણ તો તેને દઈએ, જેને શિખામણ લાગે;
વાંદરાને શિખામણ દેતાં, સુઘરીના માળા ભાગે.

શબ્દ શબ્દમાં ફેર છે, અર્થ અનર્થ મીઠાશ;
અંધાને સન્માનથી. ધીરે કહો સુરદાસ.

શ્રીમંત કેરી દીકરી, મોટાં મન ઉદાર,
ગરીબને નવ સુખ મળે, ન ચાલે ઘરસંસાર.

શ્રીમંત ઘર સંકડાશથી, તાકે દુર્બળ વાસ;
અંતે ગરીબ જનને તજવું પડે અવાસ.

શીખ ભલી શ્રીમંતની, પણ નબળો સહવાસ,
હોડ કરતાં હારિયે, પ્રકટે દુઃખ ચોપાસ.

શ્રીમંત મોટા સૃષ્ટિમાં તેથી મોટા રાય,
દાતા મોટા સર્વથી, જે કીર્તિ ચિત્ત ચહાય.

સભા વિષે જઈ બેસવું, જ્યાં જેનો અધિકાર,
ઝાંઝર શોભે ચરણમાં, હૈયાં ઉપર હાર.

સંપત દેખી નવ રાચીએ, વિપત્ત પડે ન રોય,
રાજા હરિચંદ્ર એમ કહે, જો હરિ કરેસો હોય.

સરવરને હંસો જપે, વર્ખા જપતો મોર
[1]સાજણને સાજણ જપે, જેમ ચાંદો જપે ચકોર.

સાજણ વિસાર્યા ન વિસરે, જેશું બાંધ્યો નેહ;
પલ પલ હૈયે સાંભરે, જેમ બપૈયો મેહ.

સાકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ હરે:
ક્ષાર સિંધુનું માછલડું, જેમ મીઠા જળમાં મરે.

સોમવલ્લી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે:
વગર વંશીને વમન કરાવે, વેદ વાણી ઉચ્ચરોય.

સોનાને સુવાસ નવ, કસ્તુરી કીધ શામ;
મોર મધુર બ્યંડળપણે, લોભીને દીધ દામ.

સબળાથી સૌ કોઇ બીએ; નબળાને જ નડાય,
વાઘ તણો માગે નહિ, ભોગ ભવાની માય.

---

૧ સાજણ : સ્વજન

સરોવર, તરૂવર, સંતજન, ચોથા બરસત મેહ,
પરમાર્થ કે કારણે, ચારે ધરી આ દેહ.

સો અંધામાં કાણો રાવ, આંધળાને કાણા પર ભાવ,
સૌનાં નેત્રો ફૂટી ગયાં, ગુરૂ આચાર્યજ કાણા થયા.

હુન્નર કરો હજાર, શાણપણું ને ચાતુરી,
હેત કપટ વહેવાર, રહે ન છાનાં રાજીઆ.

હંસ શ્વેત બગ શ્વેત છે, પણ એમાં છે ફેર,
હંસ ભક્ષ મોતી કરે, બગ મીન મેંડક વેર.

હૈડા ભીતર દવ બળે, કોઈ ન જાણે સાર,
કાં મન જાણે આપણું, કાં જાણે કિરતાર.

હૈયે ઉછળે હેત, તે પ્રિતાણુજ પારખે,
–સમજે રૂદીઓ એક, નેન નેન નચંત જ્યાં.

હોય હંસની જાત, અમૂલ્ય મોતી ચુગે દિનરાત,
બગલાં એને અડે નહિ, બ્હાલિડારે,શું સમજાવું.

હાટ ભલું શ્રીમંત સમીપ, (પણ)ઘર પાડોશ ન હોય.

હીરો કદિ કુંભારને, હાથ પડે કો વાર,
ખર કોટે લટકાવીને, માને મોજ અપાર.

હીરા, મોતી, ઝવેરદાસ, દામ મળે નહિ ખોટા પાર
નામ ધરાવે છે રણછોડ, ભરે વ્યાજ એ મોટી ખોડ.

# આરોગ્ય

—— :: ——

ઓકી દાતણ જે કરે, નરણાં હરડે ખાય,
દૂધે વાળુ જે કરે, તે ઘર વૈદ્ય ન જાય.

ધાતુવધારણ બળકરણ, જો પિયા પૂછો મોય,
દૂધ સમાન ત્રિલોકમેં, અવર ન ઔષધ કોય.

રાત્રે વહેલા જે સૂઇ, વહેલા ઉઠે, વીર,
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર.

ભોંય પથારી જે કરે, લોહોડી ઢેબર ખાય,
તુંબે પાણી જે પીએ, તે ઘર વૈદ્ય ન જાય.

શ્રાવણની કાકડી, ભાદરવાની છાશ,
તાવ સંદેશો મોકલે. આજ આવું કે કાલ.



# ઉદ્યોગ

કાર્ય સરે ઉદ્યોગથી, નરી ઇચ્છાથી નવ થાય,
સૂતેલા સિંહ મુખમાં, મૃગ નવ પેસી જાય.

કરવો ઉદ્યમ ત્યારે, ન કરવો ખ્યાલ,
એ વાત બને નહીં ભેગી, કાં સેંથો કાં ટાલ.

ત્રણ અલાભ જ જામે, જો નર ઉંબર ગ્રહી રહે ગ્રામે,
ફાટે વસ્ત્ર વધે ઋણ, ને નહી કીર્તિ કદા પામે.

પ્રયાસ કરી પરદેશમાં, પરવરી લાંબ પંથ
કોટિ કળા કૌશલ્યતા, ગુનીજન લાવો ગ્રંથ.

ભમે ભૂખે ન મરે, રમે તે રળી ન ખાય,
ઉંઘે આયુષ્ય ન વધે, આળસ દેવાદાર થાય.

વિદેશમાં વિચર્યા વિના, પેટ નવ પૂર્ણ ભરાય,
પશુઓ પણ પરભાતથી, જંગલ ચરવા જાય.

વિદ્યા સદ્‌ગુણ વિનયતા, હોય ચપળતા હામ,
ડરે ન પરદેશે જતાં, દેખે તે નર દામ.

વિદેશમાં વિચર્યા વિના, મળે ન મોટું માન,
સમુદ્રમાં વખાણત શું: છીપતણાં સંતાન.

ઉદ્યમ તો સૌ આદરે, પામે કર્મ પ્રમાણ.
કર્મીને હીરો જડે, અકર્મીને પાણ.

# જ્ઞાનોપદેશ

—— —:•:——

અસત્યોમાંહીથી, પ્રભુ! પરમ સત્યે તું લઈ જા,
ઉંડા અંધારેથી પ્રભુ! પરમ તેજે તું લઇ જા.
મહા મૃત્યુમાંથી, અમૃત સમિપે નાથ લઇજા,
તું હીણો હું છું તો, તુજ દરશનાં દાન દઇજા.

આયા હૈ સો જાયગા, રાજા રંક ફકીર;
કોઈ સિંહાસન ચઢચલે, કોઇ બંધજાત જંજીર.

અબુઝકો સૂઝે નહિ, ઉઠ, ઉઠ, દેવલ જાય;
દિલ દેહરાકી ખબર નહિ, પત્થર તે કહા પાય?

એરણકી ચોરી કરે, કરે સૂઇ કા દાન;
ઉંચા ચઢકર દેખતે, કૈ તક દૂર વિમાન.

અજગર કરે ન ચાકરી, પંખી કરે ન કામ;
દાસ કબીરા યોં કહે, સબકા દાતા રામ.

આ અવનિમાં આવીયા, આપણ સહુ મિજબાન;
બે દિન રહી ચાલ્યા જવું, અસલ જ્યાં રહેઠાણ.

કબીર ગર્વ ન કીજીએ, રંક હસીએ ન કોય,
અભિતો નાવ સમુદ્રમેં, કયા જાને કયા હોય.

કાલ કરેસો આજ કર, આજ કરેસો અબ;
કાળ અચાનક આયસી, તબ કરેગો કબ.

કસ્તુરી નાભી વિષે, મૃગ ઢુંઢે બન માંહિ;
એસે ઘર ઘર રામ હૈ, દુનિયા દેખે નાહિ!

કાશીકાંઠે ઘર કરે, ન્હાવે નિર્મળ નીર;
મુકિત નહિ હરિ નામ બિના, યોં કહે દાસ કબીર.

કાળ ન છોડે કોઇને, ભલે હોય ભગવાન;
ભીલે ભાલું ભોંકીયું, કૃષ્ણ હતા બળવાન.

કબીર કહે કમાલકો, દો બાતે સીખ લે;
કર સાહેબકી બંદગી, (ઓર)ભૂખેકો કુછ દે.
કોઇ આજ કોઇ કાલ, કોઇ દિવસે કોઇ રાતે;
કોઇ જોબન કોઇ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે.
કોઇ તાવે તરફડી, આપઘાતે કોઇ મરતા;
કોઇ ભોગ કોઇ રોગ, કોઇ તો સરપ કરડતાં.
કોઇ વાસી વિકારે કે હડકવા, કોઇ મમતે લડીને મુઓ;
કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી જુઓ.

કોઇ આજ કોઇ કાલ, કોઇ મારો બટમાસે;
કોઇ વર્ષ દસબાર, કોઇ પચ્ચીસ પચાસે.
કોઇ સાઠ સિત્તર, કોઇ પોણોસો એંસી;

જે જાયું તે જાય, નથી રહેવાનું બેસી.
જે નામ તેનો નાશ છે, ધર્મજ એવો ધારવો;
કવિ શામળ કહે મુરખ કરે, ગંદી દેહનો ગારવો.

ગુરૂ ગોવિંદ દોનુ ખડે, કીસકું લાગુ પાય;
બલિહારી ગુરૂદેવકી, જીને ગોવિંદ દિયા બતાય.

ગાંઠે હો સો હાથ કર, હાથ હોય સો દે;
આગે હાટ ન બાનીયા, લેના હો સો લે !

ચંચલ મનવા ચેત તું, સોયા કયોં અજ્ઞાન;
જબ ધર જન્મ લે જાયગા, પડા રહેગા મ્યાન.

જમે કરાવ્યા હશે કાંકરા, મણિ નથી મળનારાં,
જમે મણિ તો ભાગ્ય ધણીથી, ટાળ્યા નથી ટળનારા.

જે મુખ અમૃત આરોગિએ, જપીએ હરિકા જાપ;
તે મુખ ધુવા નીકળે, એ પૂર્વ જન્મના પાપ.

જો ઇશ્વર છે પાંસરા, શત્રુથી શું થાય;
પથરા ફેંકે પાપી તો, ફૂલ થઇ ફેલાઇ.

જહાં દયા ત્યાં ધર્મ હે; જહાં લોભ તહાં આપ,
જહાં ક્રોધ તહાં કાલ હે, જહાં ક્ષમા તહાં આપ.

જબ તું આયો જગતમેં, લોક હસે તું રોય,
અસી કરણી મતિ કરો, કે પીછેસે હસેં કોય.

જિતને તારે ગગનમેં, ઇતને અરિદલ હોય,
કિરપા જો શ્રીરામકી, બાલ ન બાંકા હોય.

જેણે પ્રાણીને જન્મતાં, પહેલું પ્રગટયું દુધ,
તે પ્રભુને નહીં ઓળખે. તેથી કોણ અબુદ્ધ.

જીવતર જેનું ગયું વૃથા, કુકર્મ જેણે કીધ,
પરમારથ ન જાણ્યો કદી, હરિનામ ન લીધ.

જયમ વાદળની છાંય, ચાર પળનો છે ચટકો;
મનમાં ચેતો મનુષ, ખરો રાખીને ખટકો.
રાખ્યું તો ન રહે રૂપ, ને જોબન રૂડું,
વૃદ્ધ થઇ જશે વેષ, કલંક રહે બહુ કુડું.
છે કોણ રંક કે રાણિયો, રૂપ વૃદ્ધ ને બાળનું,
શામળ કહે રાખ્યું નવ રહે, સર્વ ચવેણું કાળનું.

તીર્થે પાપ ટળે નહિ, જો મન મેલ ન જાય;
ખાળકુંડીનું હાંડલું, ધોએ ઉપર શું થાય?

તમે કેટલા બંગલાઓ બનાવ્યા?
તમે કેટલા દામ, ગાંઠે બચાવ્યા?

ચલાવી તમે કેટલી દુકાનો ?
પ્રભુ તે તમોને નથી પૂછવાનો.
ત્યારે ?

---

દુઃખીનાં તમે કેટલાં દુઃખ કાપ્યાં ?
ભૂખ્યાને તમે કેટલાં, અન્ન આપ્યાં ?
કર્યાં જ્ઞાન વિદ્યા, તણા શા પ્રચારો ?
ખરે ? એ તમોને પ્રભુ પૂછવાનો.

---

તિરથ ચલા નહાનકો, મન મેલા ચિત ચોર,.
એકો પાપ ન ઉતર્યા, લાય મન દશ ઓર.

---

તીલક કરતાં ત્રેપન વહ્યાં, જપ માળાનાં નાકાં ગયાં;
તીર્થ ફરી ફરી થાકયા ચર્ણ, તો એ ન પહોંચ્યા હરિને શર્ણ.

કથા સુણી સુણી ફુટયા કાન, અખા તોયે ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ,
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત ?

---

ધર્મ ઘટતે ધન ઘટે, ધન ઘટે મન ઘટી જાય,
મન ઘટે, મહિમા ઘટે, ઘટત ઘટત ઘટ જાય.

ધર્મ કિયે ધન ના ઘટે, નદી ન સંચે નીર;
અપન આંખ ન દેખિયે, યોં કહે દાસ કબીર.

---

ન કાળ કોઈને છોડશે, મૃત્યુ તણી શીર ધાક છે,
કંઇ નામના મૂકી જજો, અંતે થવાનું ખાક છે૦

---

ન્હાયો ધોયો કયા ભયો, મનકો મેલ ન જાય,
મીન સદા જલમેં રહે, ધોવે ગંધ ન જાય૦

---

પત્થર પૂજે હરિ મિલે, તો મૈં પૂજુ ગિરિરાય;
ઇસિસે તો ચકકી ભલી, પિસ ખાય સંસાર

---

પ્રભુ છે ક્રાઇસ્ટ ને મહંમદ, પ્રભુ છે બુદ્ધ ને જરથુસ્ત,
પ્રભુ છે પીર પયગમ્બર, સદા એવું ગૃહી લેજે;

---

પ્રભુ છે રામ ને રહીમાન, પ્રભુ છે કૃષ્ણ ને પરશુરામ
પ્રભુ છે જીન ને અરિહંત, સહુને એમ કહી દેજે.

---

પ્રભુ છે સર્વમાં સરખો, પ્રભુ છે સર્વને સરખો;
પછી તું આ પ્રભુ, આ ના કદીએવુંનહિ કહેજે.

---

પાવ પલકકી ખબર નહીં, કરે કાલકી બાત;
જીવ ઉપર જમડા ફરે, જ્યું તેતર પર બાજ.

---

પાંચ કોસનો હોય પ્રવાસ, ભાતું લ્યો છો કરી તપાસ,
આતો છેટું જાવું ઘણું, બાંધો ભાતું પરભવતણું.

પ્રભુ વિદુરની કુળીએ; પ્રભુ સવરીની ઝુંપડીએ;
સ્થળો એવાં નિહાળીને, પ્રભુને મેળવી લેજે.

---

પરબ્રહ્મને પરહરે, ભજે ભાવથી ભૂત;
તે સ્વર્ગે કેમ સંચરે, નરક નિવાસી ધૂત.

---

મનુષ્યજન્મ દુર્લભ અતિ, મિલે ન બારંબાર;
તરવરસે ફુલ ગિર પડા, ફેર ન લાગે ડાર.

---

માલા તો કરમે ફીરે, જીભ ફિરે મુખમાંહિ;
મનુવા તો ચોદિસે ફીરે, ઐસો સુમરન નહિ.

---

મન મથુરા, દીલ દ્વારકા, કાયા કાશ જાન;
દસવાં દ્વાર દેહરાં, તામે જોતિ પિછાન.

---

મૃગ નાભી કસ્તુર બસે, ભટકંત જંગલ હોય;
રામ બસત સબકે હૃદય, પર સમજે નાહીં કોય.

---

મારૂં મારૂં કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઇ ધંધે ધાયા.
આ મારૂં ઘર સૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલીભાત પરણાવું.
પણ દીપકવશ છે વાયુને, કાચો કૂપો કાચનો;
શામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીરઅ સાચનો.

હૃદયનું રકત કાઢીને, લખીશ લેખો પ્રતિજ્ઞાના;
સદા આજ્ઞા ધરીશ શીર પર, પ્રભુનો તું થશે ત્યારે.

રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત;
જિનકી જેસી ચાકરી, તીનકો વૈસા દેત.

રામ લક્ષ્મણ બાણાવળી, સીતા જેવાં સુપાત્ર;
એને વન વસવું પડયું, માનવી તે કોણ માત્ર?

લક્ષ્મી ન સાથે આવશે, જે મદથી તું પુલાય,
કાળાં કૃત્યો કંઇક કરી, મનમાં શું મલકાય?

લેનેકો હરનામ હૈ, દેનેકો અન્ન દાન,
તરનેકો સ્વાધિનતા, ડુબનેકો અભિમાન.

લેશે કોઇ અલ્લાનામ, રટશે કોઇ મુખથી રામ;
હિંદુ મુસલમાન હરેક, ઇશ્વર સર્વનો છે એક.
વોટર,આબ,જળ,કહેવાય, જુદાં નામ માત્ર જણાય;
અળગી વસ્તુ નહિ એકેક, ઈશ્વર સર્વનો છે એક.

લિખના પઢના ચાતુરી, યે સબ બાતો સહેલ;
કામ દહન મન વશાકરન, ગગન ચઢ મુશ્કેલ.

સિકંદર શાહ ગયો ખાલી, છોડી રાજ વૈભવો ચાલી;
અજીત રાજ્યો જમાવીને, ખુલ્લી લઇ હાથની તાલી.

જગતને જાણુ કરી જાવા, હકીમ હાકેમ સેના સાથે;
રહ્યા ભંડાર ભૂતલ પર, ગઇ ના ભસ્મની ખાખે.

---

સતિઆ સત નવ છોડીએ, સત છોંડે પત જાય;
સતકી બાંધી લક્ષ્મી, ઘર હું ચલી આય.

---

સત્ય સ્વર્ગનું બારણું, સત્ય સિદ્ધ સોપાન;
મંત્ર યોગ સત્યે ફળે, ધર્મ અર્થ ને કામ.

---

સંપત દેખત ન હરખિયે, વિપત્ત દેખ મત રોઉ;
સંપત હે વહાં વિપત્ત હે, રામ કરે સો હોઉ.

---

સુખમેં સુમરન ના કરે, દુઃખમેં કરે જો યાદ,
કહે કબીરતા દાસકી, કોન સુને ફરિયાદ.

---

હોન પદારથ હોત હૈ, બિસરત જાત સબ શુદ્ધિ,
જૈસી લિખી નસીબમેં, વૈસી ઉકલત બુદ્ધિ.



## —ગદ્ય વિભાગ—

જગતમાં એવી રીતે જીવોકે જેથી આ લોકમાંથી જાઓ ત્યારે જગતને તમારી ખોટ પડે.

*

જે નજીવી વસ્તુ પણ હલકા મનથી આપે છે તે તે વસ્તુ કરતાં પણ હલકો છે.

*

તમારા સાધન પ્રમાણે ઉદાર થાઓ, તે પ્રમાણે ઇશ્વર ઉદારતાપ્રમાણે સાધનો આપશે.

*

તમારા ઉપર ઉપકાર કરે તેને જીવનપર્યંત યાદ રાખવો જોઇએ.

પણ જો ઉપકાર કરનાર જો નિચવૃત્તિનો અનુદાર બનવા માગતો હોય તો તેણે કરેલા ઉપકાર તરતજ ભૂલી જવા જોઇએ.

*

જ્યારે જ્યારે બની શકે તેટલું ગમ્મત પ્રસંગોમાં હસો. તે એકજ સસ્તુ ઔષધ છે. હાસ્ય એવા પ્રકારનું તત્વજ્ઞાન છે કે જે હજુ આપણને બરોબર સમજાયું નથી. તે જીવનની ઉજવળ બાજુ છે.

*

દરિદ્રને આપવું તે ઇશ્વરને ધીરવા બરોબર છે.

*

પ્રભુ પોતાની પથ્થરની કૃત્રિમ બનાવેલી જડમૂર્તિની સેવાથી રાજી થતો નથી પણ એજ પ્રભુના અંશાત્મા દુઃખી દરિદ્ર ચૈતન્ય આત્માની સેવાથી તમારા ઉપર પ્રસન્ન રહ્યા કરે છે.

દુઃખ એ કુકર્મોના નિવારણની તપશ્ચર્યા છે.

*

જ્યારે તમારામાં કંઈક શકિત જોશે ત્યારેજ પ્રજાઓ તમારો સત્કાર કરશે અને તમારૂં બોલવું સાંભળશે.

*

હસ્તા વદને તમારૂં કામ કરજો.

*

બહુશ્રુત મનુષ્યો પૃથ્વીપરના સાક્ષાત દેવો છે.

*

જે વિદ્યાવડે લોકો જીવનસંગ્રામમાં સમર્થ થઇ શકે-નહિ, જે વિદ્યાથી મનુષ્યોનું ચારિત્ર્ય ખીલે નહિ અને જે જ્ઞાનથી મનુષ્યો પરોપકારી અને સિંહ સમાન પરાક્રમી બને નહિ એનું નામ વિદ્યા નથી.

*

કાર્યને વાવશો તો, સ્વભાવ લણશો.
સ્વભાવને વાવશો તો, ચારિત્ર્યને લણશો.
ને ચારિત્રને વાવશો તો, ભાગ્યને લણશો.

*

આળસ જીવતા માણસની કબર છે.

*

એક સારી માતા એકસો શિક્ષકોની બરાબર છે.

*

એક માણસ પોતાના મનમાં જેવા વિચાર કરે છે તેવું કાર્ય કરવા તે પ્રેરાય છે.

*

ઉદાસીનતા કોઇપણ માણસને પસંદ પડતી નથી.

*

આ ટુંકા જીવનમાં મહદ કાર્ય કરવું હોય તો, સર્વ શક્તિઓ વડે એકાગ્રતાપૂર્વક કામ કરવું.

મોજશોખી અને આળસુ માણસોને તે ગાંડા જેવો ભલે લાગે.

*

વિપત્તિ એ મહાપુરૂષોની ઉન્નતિનું કારણ છે.

*

સુવર્ણની કસોટી અગ્નિમાં થાય છે.
માણસની કસોટી સંકટમાં થાય છે.

*

પ્રકૃતિ જ્યારે મુશ્કેલીઓ વધારે છે ત્યારે બુદ્ધિ બળને વધારે છે.

*

મહાન સિકંદરે કહ્યું હતું કે—મારા દેહને માટે હું મારા પિતાનો આભારી છું પરંતુ મારા ઉત્તમ જીવનને માટે તો મારા શિક્ષકોનોજ આભારી છું.

*

જે શિક્ષણ દ્રઢતા, હિંમત, ખંત અને આત્મસંયમ ઉત્પન્ન કરતું નથી, તે માનવજીવનની આવશ્યકતાઓને માટે પૂરતું ગણી શકાય નહિ.

*

વાંચનનો શોખ એ દુનિયાની બધી દોલત કરતાં વધારે

છે, અને રાજાઓના રાજમુગટો કરતાં પણ સદ્ વાચનની કિંમત અધિકજ છે.

*

સાહિત્યના ઉપાસકો ધંધાને માટે નાલાયક છે એમ કદિ માનવું નહિ.

*

ઇતિહાસ મનુષ્યને ડાહ્યો બનાવે છે.
કવિતા તેને રસિક બનાવે છે.
ગણિતશાસ્ત્ર મર્મજ્ઞ બનાવે છે.
પ્રાકૃતિક તત્વજ્ઞાન તેને ઉંડી બુદ્ધિનો બનાવે છે.
નીતિશાસ્ત્ર ગંભીર બનાવે છે.
ન્યાય અને અલંકારશાસ્ત્ર વાદવિવાદ માટે શક્તિવાન બનાવે છે.

*

વ્યવહાર વિનાનું જ્ઞાન નકામું છે.

*

નમ્રવાણી સાક્ષાત્ સ્વર્ગમાંથી ઝરતો રસ છે.

*

આજે વિચારો ને કાલે બોલો.
હરેક કામ કરતાં પહેલાં પૂરેપૂરો વિચાર કરવો.

*

સૌંદર્ય શોભે છે શીલથી અને યૌવન શોભે છે સંયમ વડે.

*

જીંદગી એટલે શું ?

કાલોદધિના તરંગો ઉપર જીંદગી એટલે કલ્યાણ યાત્રા.

*

જુવાનીનું રળ્યું ને રાતનું દળ્યું.

*

માતા શત્રુ પિતા વૈરી, યેન બાલો ન પાઠિતઃ ।
ન શોભતે સભામધ્યે, હંસમધ્યે બકો યથા ॥

*

શતેષુ જાય તે શૂરઃ સહસ્રેષુ ચ પંડિતઃ ।
વક્તા દશ સહસ્રેષુ, દાતા ભવતિ વા ન વા ॥

*

શૈલે શૈલે ન માણિકયં, માકિતકં ન ગજે ગજે ।
સાધવો નહિ સર્વત્ર, ચંદનં ન વને વને ॥

*

ઉદ્યમેન હિ સિધ્યન્તિ, કાર્યાણિ ન મનોરથૈઃ ।
નહિ સુપ્તસ્ય સિંહસ્ય, પ્રવિશન્તિ મુખે મૃગાઃ॥

*

વિદ્વત્વંચ નૃપત્વંચ, નૈવ તુલ્યં કદાચન ।
સ્વદેશે પૂજ્યતે રાજા, વિદ્વાન સર્વત્ર પૂજ્યતે ॥

*

હાથ ચાટવાથી ભૂખ ના ભાગે.

*

ગરીબ બોલે ત્યારે ટપલા પડે, ને મોટા બોલે ત્યારે તાળીઓ પડે.

જે પુરૂષ પોતાના યુગમાં સૌથી શ્રેષ્ઠ ધર્મવાન છે તેને ભવિષ્યની પ્રજા અવતાર રૂપે માને છે.

*

## જાણવા જોગ વિગત—

| પ્રાચીન વિદ્યાલયો | વિદ્યાગુરૂઓ |
|---|---|
| ૧, તક્ષશીલા | શૌનક |
| ૨, કાશી | કણ્વ. |
| ૩, નાલંદા | સાંદિપનિ |
| ૪, વિક્રમશિલા | વસિષ્ઠ |
| ૫, મિથિલા | દ્રોણુ |
| ૬, નવદ્વીપ | પરશુરામ |

*

દેહ એજ પ્રભુનું મંદિર છે. તેજ મુકિતનું દ્વાર છે.

*

ભકિત વિનાનું જ્ઞાન વિફરે છે.

*

જ્ઞાનની પરાકાષ્ટા એજ મોક્ષ, મોક્ષ એટલે પરમ શાન્તિ.

*

કર્મ વિના કોઇ સિદ્ધિ પામ્યા નથી, પણુ તે કર્મ નિષ્કામ હોવાં જોઇએ,

*

માતૃભાષાનો નિરાદર તે માતાના નિરાદાર સમાન છે.

માતૃભાષાનો નિરાદર કરે તે દેશભકત કહેવાને લાયક નથી.

*

જપયજ્ઞ એ યજ્ઞનો રાજા છે.

*

જે ધર્મ વ્યવહારમાં ન મૂકી શકાય તે ધર્મ નથી.

*

યજ્ઞ એટલે મુખ્યપણે પરોપકારાર્થે શરીરનો ઉપયોગ.

*

સમાજસેવા જો ધમાલ કે આડંબર વિના કરવામાં આવે તોજ શોભી નીકળે.

*

માણુસજાતનો ખરો ધર્મ એજ છે કે પોતાનું ચારિત્ર્ય ઘડવું,

*

પરોપકાર કરવો, બીજાની સેવા કરવી, તેમાં જરાયે મોટાઈ ન માની લેવી, એજ ખરી કેળવણી છે.

*

ખરૂં બળ એ નિર્ભયતામાં રહેલું છે; શરીરમાં માંસના લોચા બહુ હોવામાં બળ નથી.

*

વિદ્યા ધર્મ વડે શોભે છે, સત્ય પોતેજ ધર્મ છે.

*

શરીરે સુખી તો સુખી સર્વ વાતે.

*

કેળવણીને આજીવિકાનું દ્વાર ગણવું એ હલકી વૃત્તિ છે,

*

શિક્ષણ એટલે અક્ષરજ્ઞાન નહિ પરંતુ ચારિત્ર્યની ખીલવણી.

*

જ્યાં સુધી આપણાં વિદ્યાલયો માતૃભાષા દ્વારા શિક્ષણ આપતાં ન થાય ત્યાં સુધી કેળવણી અધુરી જ રહેવાની.

*

અશકયતાઓનો પરાજય એટલે પ્રગતિ.

*

કેળવણી કહે છે— હું વિજ્ઞાનની સખી નથી,
કળાની પ્રતિહારી નથી.
સત્તાની દાસી નથી.
કાયદાની કિંકરી નથી.
અર્થશાસ્ત્રની બાંદી નથી.

હું તો ધર્મનું પુનરાગમન છું, મનુષ્યનાં હૃદય, બુદ્ધિ તેમ તમામ ઇંદ્રિયોની સ્વામિની છું.

*

તમે જ્યારે બીજાને જ્ઞાન આપવાની તૈયારી કરશો ત્યારે જ તમારો અભ્યાસ સજીવન રહેશે.

*

જન્મ શું જીવશું ભાવે, મૃત્યુંને ભેટશું કદા !
પરંતુ ભાવનાસૃષ્ટિ, સેવશું જગતે સદા !

*

અંધારા સામે લઢો નહિ, પ્રકાશ લાવો એટલે અંધારૂં આપોઆપ જતું રેહેશે.

*

અણુધાર્યું આગળ થાય, વિચાર્યું વાયે જાય,

*

ચારે આશ્રમોમાં સર્વશ્રેષ્ઠ ગૃહસ્થાશ્રમ છે.

*

પુત્ર પ્રત્યે પિતાનું કર્તવ્ય એજ કે, તે એને સમાજમાં પ્રથમ પંકિતને યોગ્ય બનાવે.

*

બુદ્ધિની બાબતમાં પોતાના કરતાં બાળકને ટપી જતાં જોઇને હરકોઇને આનંદજ થાય છે.

*

મધુર વાણી અને પ્રેમભરી અમીદ્રષ્ટિ એ ઉદાર હાથે આપેલા દાન કરતાં વધારે ગુણદાયી છે.

*

નમ્રતા અને સ્નેહભરી વાણી એ બે મનુષ્યના સુંદર અલંકાર છે.

*

દેશ એ વ્યકિત નથી, અતિદેહી સત્વ છે.

*

‘ઇંદ્રિયોથી પર મનોગ્રાહ્ય આત્મા છે.
‘પિતા, માતાથી ઘણા જ વધારે સામર્થ્યવાળો,
પાલક અને રક્ષક છે.

'માતા કે ધર્મગુરૂ કરતાં એ વિશેષ પૂજ્ય છે.
'સંતાનોની અનંત શ્રેણીરૂપ ને અમર છે.
'ભૂતકાળના આદિથી પણ જુનો પુરાણુપુરૂષ છે.

*

અન્યાય સાંખે તે જુવાન નહિ.
હરેક બાબતમાં બ્હીએ તે જુવાન નહિ.
વારંવાર બાંધછોડ કરે તે જુવાન નહિ.
અવનવીન આદર્શો ન રચે તે જુવાન નહિ.
ખરે વખતે પ્રાણાર્પણ ન કરી શકે તે જુવાન નહિ.
જે તે બાબતમાં ગણત્રી જ કર્યાં કરે તે જુવાન નહિ.

*

પ્રસંગને આધિન બનવા કરતાં પ્રસંગ ઉપર કાબુ મેળવવાની પ્રેરણા મેળવતાં શીખો.

*

નબળાઇ સામે લઢવાની તાકાત હૃદયમાંથી આવી શકે છે. એ તાકાતને એકઠી કરી અસરકારક રૂપમાં મૂકવી તેનું નામ **પ્રતિજ્ઞા**.

## સાહિત્ય એટલે શું ?

ભાષા, વસ્તુ અને શૈલી એ ત્રણેનો ત્રિવેણીસંગમ એટલે હૃદયો ડોલાવે, બુધ્ધિને તેજ આપે, જીજ્ઞાસાને પોષે, આત્માને ઉદાત્ત ભાવના અને આદર્શની ઝાંખી કરાવી; સરળ પ્રવાહી મીઠ, ધીર અને ગંભીર છતાં હસતું, રમતું, એવું હૃદયના

ઉંડાણુમાંથી ઝણુઝણીને જીવનતૃપ્તિ શોધવા માટે બહાર આવી ગયેલું સર્જન.

*

માણુસની પ્રતિજ્ઞા એ તેની આબરૂ છે; એ તેનું સત્ છે. સ્વમાનનો સાર છે; પ્રતિજ્ઞા એ આપણા જીવનની છેલ્લી શક્તિ છે. જીવનના જોખમે પણ તેને સાચવવી જોઇએ.

*

સુઘડતા એટલે ભપકો કે ઠાઠમાઠ નહિ, સુઘડતા એટલે બાંકાઇ કે ટાપટીપ નહિ, સુઘડતા એટલે ઠાવકાઇભરી સ્વચ્છતા.

*

પોતાનું સ્વમાન હણુાય ત્યારે પાણી ન બતાવે તે તે ભણુતર શા કામનું ?

*

મુશીબતો વિનાનો પુરૂષ એ સુગંધ વિનાના પુષ્પ અથવા જળ વિનાના મેઘ પેઠે નિરર્થક છે.

*

કદી ન પડવામાં ખાસ મહત્તા નથી.

ખરી મહત્તા તો જ્યારે જ્યારે પડીએ ત્યારે ત્યારે ફરીથી ઉઠીને ઉભા થવામાં છે.

*

પ્રભો ! જગતમાં સત્ય અને અસત્ય મિશ્રિત છે. અમારી વૃત્તિ શુદ્ધ નથી, અમને સત્ય વીણીને ભેગું કરવાની કળા અને શક્તિ આપ.

*

માણુસની કિંમત જેમ વર્તન પરથી થાય છે. તેમ ઘરના વાસણકુસણુ, ખુરસી, બાજઠ વિગેરે પરથી પણ થાય છે.

*

ગરથ ગાંઠે વિદ્યા પાઠે.

*

દરેક આત્માને શાન્તિ રૂચે છે, અશાન્તિ નહિ.
દરેક આત્માને વ્યવસ્થા જોઇએ છે, અવ્યવસ્થા નહિ.
દરેક આત્માને સુઘડતા ગમે છે, ગંદકી નહિ.
દરેક આત્માંને પ્રેમની ઝંખના છે, વેરની નહિ,
દરેક આત્માને આ બધાં તત્વોમાંથી જન્મતા-સુખની વાંચ્છના છે. તેના અભાવે પેદા થતા દુઃખની નહિ,

*

જીવવું કેવી રીતે તે સમજવું એજ મોટી કળા છે.

*

બ્હીકણ પરતંત્ર છે, નિર્ભય સ્વતંત્ર છે,
ખુશામતખોર પરતંત્ર છે, સ્પષ્ટવકતા સ્વતંત્ર છે.
સ્વાર્થી પરતંત્ર છે, પરમાર્થી સ્વતંત્ર છે.

*

નિયમોને જડતાથી વળગી રહેનાર સંસ્થા પ્રગતિ નથી સાધી શકતી પણ પ્રગતિના ખોટા ભ્રમમાં સપડાય છે,

*

જયાં જ્યા કાર્યને સિધ્ધ થયેલું ન જુઓ ત્યાં ખાત્રીથી માનજો કે એ કાર્યની પાછળ કોઇ વ્યકિતનું ઉગ્ર સંકલ્પ-બળ ખૂટતું હશે.

*

પારકી નીતિનો રક્ષક થવા નીકળવાને બદલે પોતાની જ નીતિનો રક્ષક બની રહેનાર સાચો નીતિવાન જ થઇ શકે.

*

નાનપણુ સંભાળો એટલે મોટપણુ આપોઆપ સંભાળાશે.

# મોટો કોણુ ?

જે બોલે છે પણુ બકતો નથી.
વિચારો કરે છે પણુ મનસુબા કરતો નથી.
જે કર્મ કરે છે પણુ કર્મજડ થતો નથી.

*

સારો બનવા માટેના પ્રયત્નો એજ ઉત્ક્રાન્તિ.

*

# સાચો વિદ્યાર્થી કોણુ ?

જેને વિદ્યા માટે સાચી ભૂખ લાગી છે.
જેને વિદ્યા મેળવતાં પડતાં કષ્ટોમાં આનંદ આવે છે.
જે વિદ્યાને મધ્ય સ્થાને મૂકીને બીજી તમામ બાબતોને તેની આસપાસ ગોઠવી દે છે.

*

ખંડન કરવું સહેલું છે પણુ મંડન કરવું મુશ્કેલ છે.
બળવો કરવો સ્હેલો છે, પણુ સમાવવો મુશ્કેલ છે.
અન્યાયનો વિરોધ કરવો સહેલો છે, પણુ ન્યાય સાચવવો મુશ્કેલ છે.

જ્ઞાન બુદ્ધિ ઉપર નિર્ભર છે.
અનુભવ બુદ્ધિ અને હૃદય બંને ઉપર બંધાય છે.

*

કેવળ જ્ઞાની વેદીયો કહેવાય,
કેવળ અનુભવી ભોમિયો કહેવાય.

*

યુગ બદલાય છે સાથે આદર્શો પણ બદલાય છે;
બદલાતા આદર્શો નવીન સમાજરચના વાંચ્છે છે.

*

યુગને ઘડનાર યુગસ્રષ્ટા છે, યુગને ઓળખનાર યુગ-દ્રષ્ટા છે.

*

યુવાન આજનો યુગસ્રષ્ટા છે.

*

બીજાને ઓળખતા પહેલાં, પોતાને ઓળખવો એ વધારે જરૂરનું છે. બીજાને કહેવાની વાત પોતાની જાતને પહેલાં કહેવી તેમાં વધારે શ્રેય છે.

*

વિદ્યાજ વિનયવાન બનાવે છે.

*

પ્રાર્થના એ દેવતાઓની અમૃતઉજાણી છે.

*

પ્રાર્થનાથી તમારા ક્રોધ, મોહ, લોભ ઓછા થશે.
પ્રાર્થનાનો પવિત્ર પ્રવાહ આનંદસમુદ્ર તરફ લઈ જાય છે.

માટી ઈંટનાં મંદિરોમાં દેવદર્શને દોડાદોડ કરી મૂકો છો; પણ હૃદયમંદિર પ્રાર્થના વડે પવિત્ર બનાવો. પછી જુઓ કે તે તમને દર્શન દેવા આવી ઉભેલો જણાશે. આત્મમંદિર પવિત્ર બનાવી દર્શન કરવાં હોય તો કરી લ્યો ઘેર બેઠાં.

*

જેમ દરરોજ કસરત કરનાર શારીરિક બળ મેળવે છે, તેમ પ્રાર્થના કરનાર આત્મબળ પ્રાપ્ત કરે છે.

*

પ્રાર્થનાથી અંતર નિર્મળ અને પવિત્ર થાય છે. જેથી પ્રભુ આપણો ને આપણે પ્રભુના થઈએ છીએ.

*

પ્રથમ દવા જરા કડવી લાગશે પણ અંતે શકિત આપશે ત્યારે ખાત્રી થશે કે આમાં તો અગાધ બળ છે ખરૂં ?

*

પ્રાર્થનાથી અંતર નિર્મળ થાય છે, પવિત્રતા આવે છે ને પ્રભુ સાનિધ્ય થતું જવાય છે.

*

દિવસમાં ઘણીએ બીજાઓ સાથે નિરર્થક વાતો કરીએ છીએ તેના બદલે થોડો વખત ઇશ્વર સાથે વાતો કરો પછી પરિણામ શું આવે છે જુઓ ! વધારે પ્રેમ ને પિછાન થતાં તમને આપવામાં કાંઇજ બાકી નહિ રાખે !

ગાગેરમાં સાગર ભરવો હોય તો ધ્યાનપૂર્વક પ્રાર્થના કરો જે પ્રબળ પાપો પ્રજાળી ભસ્મીભૂત કરવાની ચાવી છે.

*

આપણું અંતર ભગવાનનું મંદિર છે.

*

ઈશ્વરસ્મરણથી અંતરાત્મા જાગ્રત થાય છે.

*

'દીન–દરિદ્ર' લોકો પાસે જ્ઞાનનો પ્રકાશ લાવો અને ધનવાનો પાસે વધુ પ્રકાશ લાવો કારણકે, તેમના હૃદયમાં અંધકાર વધારે હોય છે.

*

તમે એક બાળકને કસુર માટે જવા દેતા નથી તો આપણે દરરોજ હજારો ગુન્હા કરીએ છીએ તેને ઈશ્વર કેમ માફ કરશે

*

આનંદી સ્વભાવ શ્રેષ્ઠ ઔષધનું કામ સારે છે.

*

પવિત્ર વિચાર રાખો તો કોઇની તાકાત નથી કે તમારી વિરૂદ્ધ જાય.

*

સર્વત્ર વિજયપ્રાપ્ત કરાવવાનો–પ્રેમ પ્રેમ ને પ્રેમ સિવાય-અન્ય કોઇ ઉત્તમ માર્ગ નથી.

*

તમને દાસત્વ કોણ આપે છે?
તમારી પોતાનીજ તૃષ્ણા.

*

ઇચ્છાઓથી મુકત થાઓ તો બાદશાહોના બાદશાહ અને સ્વામીના સ્વામી તમે પોતેજ છો.

માન અપમાનનો પ્રસંગ આવતાં તેની જરી પણ આપણા ઉપર અસર થવા ન દેવી એ આપણી મહાનપણાની ઉત્તમમાં ઉત્તમ કસોટી છે

*

સંસારના હરકોઈ મોહનું પરિણામ હૃદયભગ્ન થવામાંજ આવશે......

*

આળસ એ બુદ્ધિનો કાટ છે, તેને ઉદ્યોગરૂપી તીખી કાનસ વડે ઘસી નાખીને બુદ્ધિ સતેજ કરવી.

*

ઉદ્યોગ વા પુરૂષપ્રયત્ન પ્રારબ્ધનો પિતા છે.

*

બાંધે તેની તલવાર નહિ પણ મારે તેની તલવાર.

*

આળસુ માણસ મુડદા જેવો છે.

*

સિંહ વનરાજ કહેવાય છે, છતાં તેને પણ શિકાર માટે ઉદ્યોગ—પુરૂષાર્થ કરવો પડે છે. કારણ કે સુતેલા સિંહના મુખમાં મૃગલાંઓ એની મેળે આવીને પેસી જતાં નથી.

*

માત્ર ઇચ્છા કરવાથી કાર્ય થઇ જતું નથી;
કાર્યસિદ્ધિ માટે તો ઉદ્યોગ કરવો જોઇએ.

*

સ્વતંત્ર થજો પણ સ્વચ્છંદી થશો નહિ.
ઉદાર થજો પણ ઉડાઉ થશો નહિ.
કસરીઆ થજો પણ કંજુસ થશો નહિ.



## મારા તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

કિંમત

| | | |
|---|---|---|
| * | ૧, તાજો તવંગર.... .... .... | .......... |
| | ૨, સ્ત્રીઓનો સાચો દેવ.... .. | ....૦-૩-૦ |
| * | ૩, ભારત ભવિષ્ય.... .... .... | .......... |
| | ૪, નાગરોત્પત્તિ.... .... .... | ....૦-૬-૦ |
| | ૫, આદ્યશંકરાચાર્ય યાને જગદ્‌ગુરૂ જીવનકથા (વડોદરા સ્ટેટની લાયબ્રેરીઓ માટે મંજુર).... .... .... .... | ૦-૧૨-૦ |
| | ૬, દેવીદ્વાદશરત્ન.... .... ... | ૦—૬-૦ |
| | ૭, શિવ પાર્વતિ વિવાહ.... ... | ૦—૧-૦ |

(હાલ) મળવાનું ઠેકાણું

ઠેઃ કુંભારટુકડા (ભૂલેશ્વર રોડ) ઘર નં. ૧૭

દેરીવાળો માળો બીજે દાદરે મુંબઈ નં. ૪

---

* નિશાની વાળાં પુસ્તકો સીલકે રહ્યાં નથી.